# मृगसेन कमळानी वारता.

સર્વે સોખીલા સજ્જનોને વાસ્તે.

બનાવનાર બારોટ. લક્ષ્મણ ભાઈજી.

પ્રસિદ્ધ કરનાર.

ત્રીભોવન કશીભાઈ. બારોટ.

આવૃત્તી ૧ લી—પ્રત ૫૦૦



અમદાવાદ.

પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં.

“ એંગ્લો વર્નાક્યુલર પિન્ટીંગ પ્રેસમાં ”

નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપી

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯

કીંમત રૂ ૦-૮-૦.

# मृगसेन कमळानी वारता.

શ્રી ગણેસ સાયનમઃ શ્રી સારદાયનમઃ શ્રી ગુરૂભ્યોનમઃ શ્રી મહાકાલી તથા અંબીકાય નમઃ ઇસ્ટદેવ નમઃ અથ શ્રી મૃગસેન કમળાની વારતા.

## દોહરો.

પુત્ર પારવતી તણો, વળી ગણપત ધરીયું નામ;
પ્રથમ પુજું તુજને, થાય મનોરથ કામ.
સીષ નમાવું સારદા, રસનાયે રહો માય;
બાળક બુધી શું કરૂ, મુજપર કરો કૃપાય.
આદ શક્તી તું અંબીકા, ધરૂ તાહરૂ ધ્યાન;
માહાકળી મનમાં વસો, ઘટથી ઉપજે જ્ઞાન.
પીંગળ પાઠ પઢયો નથી, નથી જાણતો ભેદ;
સર્વ કવીની રજ છું, કોઇ નવ કરશો ખેદ.
મૃગસેન કમળા તણી, વારતા જે કેહેવાય;
સજંન સુણો સ્નેહથી, કહું આગળ મહીમાય.

## ચોપાઈ.

કચ્છ દેસ કંચનપુર શેહેર, ઉત્તમ જ્ઞાની ઘેરે ઘેર;
સુખસેન ત્યાંનો છે રાય, વૃધપણે થઇ તેહેની કાય.
મૃગસેન રાજાનો તન, વીદ્યા ઉપર તેહેનું મન;
હરનીસ ભણવાને જાય, ગુરૂને મન ઉલટ થાય.

શીખ્યો વીદ્યા તે અપરંપાર, દુહા કવીત પીંગળનો સાર;
સંસ્કૃત પ્રાકૃત વળી જેહ, ધનુર વીદ્યા ભણીયો તેહ.
ચ્યાર વેદનું થયું જ્ઞાન, રૂપ રંગને કામ સમાન;
પછે રાયે વીચાર્યું મન, રાજ યોગ થયો છે તંન.
હવાં નીશાળેથી ઉઠાડું સહી, એની વીદ્યાનો પારજ નહીં;
વીચ્યાર મનમાં એવો કરે, પ્રધાન આવી ત્યાં પગજ ધરે.
થયા રાય રાજી તે સમે, અને સારૂ થયું જે આવ્યા તમે;
પ્રધાનને દીધાં બહુ માન, પછે બંને બેઠા એકાંત.
હકીકત રાજાએ કહી. પ્રધાન વળતું બોલ્યા તહીં;
કહો દાસ કોણ ઉભો દ્વાર, તેડી લાવો જોશી આ ઠાર.
કેહેતામાં તે સીપાઇ ગયા, વીપ્ર વાસ જઇ ઉભા રહ્યા;
ચલો રાય કરતેહેં યાદ, હમ આયે બુલાને કાજ.
શ્રુણી જોષીયે મર્મ વચન. ગયા જ્યાં તે બેઠા રાજન;
આશીરવાદ દેઇ ઊભા જેટલે, રાજાયે માન દીધું તેટલે.
કહો માહારાજ શું પડીયું કાજ, જે હોય તે ફરમાવો આજ;
ત્યારે જોશીપ્રતે રાયે બોલજ કહો, બત્રીસ લક્ષણો કુંવર થયો
માટે નીશાળેથી ઉઠાડીયે, રાજ્યભિષેક કરી થાપીયે;
સારૂ મહુરત આપો તમો. તો વરઘોડો કાડું અમો
તવ પંડીત પંચાંગશું જુવે, મન તણો તે સંદેહ ખુવે;
પંચક વૈધ્રટને વતિપાત, નથી સારૂ જે દીવસ સાત.
વળી મૃગસેનને આથે પડી, પહનોતી લોઢાની જડી;
હાલ દશ્યા રવિની જાય, તેથી કાંઈ એક વીઘ્નજ થાય.
કહે જોશી સુણીયે રાજંન, સત્ય મુખથી વદું વચન.

### છપ્પો.

દશા નબળી હોય, દેહમાં રોગજ પ્રગટે;
દશા નબળી હોય, તોલ તરણાથીજ ઘટે;
દશા નબળી હોય, મીત્રશું વેર કરાવે;
દશા નબળી હોય, દેસવીદેશ ભમાવે;
દશા દુઃખ પાડે ગણું, બંધીખાને નાંખે સહી;
લક્ષમણ કહે લહો ચીતમાં, દશા સમોકો દુઃખ નહી.

### છપ્પો.

સબળ ગ્રહ હોય સિધ, રિધ નવનીધજ આવે;
સબળ ગ્રહ હોય સિધ, કિધ કાજ સઘળું થાયે;
સબળ ગ્રહ હોય સિધ, પીધ વીખ અમ્રીત કહાવે;
સબળ ગ્રહ હોય સિધ, દીધ દંડ તેથી મુકાવે;
સબળ ગ્રહ હોય સરવથી, રાજ્યપાટ પામે સહી;
લક્ષમણ કહે લહો ચિતમાં, એ વાતમાં સંદેહ નહી

### દોહરો.

એવાં વીપ્રનાં વચન સુણી, ઓચરા રાજાજી તે વાર;
લખ્યાલેખ મટે નહી, એ મીથ્યા કહું નીરધાર.
માટે પ્રાતસકાળમાં, વરઘોડો નીકાલુ સત્ય;
કુંવર નીશાળેથી ઉઠાડવો, એવો છે મુજ મત્ય.
ત્યારે પ્રધાન વળતું બોલીયો, વાત સુણો મહારાજ;
સાહષ કામ નવ કીજીયે, કાંઇ વીપ્રીત થાસે કાજ.
પણ રાજાએ માન્યું નહી, નીચે કરીયું મન;

આસનપરથી ઉઠીયા, સભા સહીત રાજન.
પછી પ્રાતઃકાલ હુવો તદા, કરચું સેન તૈયાર;
નીશાળે જઇ ઉભા રહ્યા, હસ્તીપર બેઠા કુમાર.
વાજતે ગાજતે આવીયા, બજારમાં તતકાળ;
મેદની જોવા બહુ મળી, નરનારીને બાળ.
ત્યારે મૃગબન મુખથી વદે, સુણો વેણ મમ તાત;
તમો સૈન્ય લેઇ ઘેર પરવરો, સત્ય કહું છું વાત.
અમો બાગ જોઇને આવીશું, એક ક્ષણની માંહ;
ત્યારે રાજા ત્યાંથીપરવર્‍યા, ગયા મેહેલ છે જયાંહ.
પછી મૃગસેન ત્યાંહાં થકી, અશ્વે થયો અસવાર;
છડી સ્વારીયે સંચર્યા, પુસ્પબાગ મોઝાર.
ત્યારે કૌતીક ત્યાં એક નીપનું, સુણો તે સ્નેહી જન;
બાગ નજીક બહું દીનથી; રહે બ્રામણીને બ્રામણ.
સોળ વરષની સુંદરી, સાઠ વરસનો કંથ;
બાગ બગીચા જોઇને ત્યાં આવ્યા રાજન.
પુછે પોતે પ્રેમશું પ્રેમદાને તે વાર;
સગવાડ*કેવી તમ તણી, સત્ય કહો આ ઠાર.
ત્યારે અબળા વાણી ઓચરી, સુણ હો રાજકુમાર;
મમ સ્વામી એ થાય છે, હું છું એની નાર.
ત્યારે મૃગબન અવળું ફર્‍યા, હસતું આવ્યું મન;
સ્ત્રી ત્યાં હલકી પડી, ઉતરી ગયું વદન.
પછી નેત્ર ફેરવ્યાં નારીયે, ક્રોધ ચડયો તતખેવ.
તે ચેષ્ટા કીધી માહરી, સ્ત્રી હત્યા દેવ.

---

* સગાઇ.

અલ્યા મૃતીકા કેરાં માનવી, બ્રમાયે ગડીયાં સર્વ;
કોઈ જોબને કોઇ વૃદ્ધ છે, કેમ એવડો કરે તું ગર્વ.
પણ જા તુજને એટલું કહું, સાંભળ રાજકુમાર;
એવડો મદ હોય મન વીશે, તો પરણે કમળા નાર.
પણ ચતુર જાણું ત્યારે તુજને, વળી જાણું બાવન વીર;
મદ કર્યો પરમાણ છે, નહીંતર પેહેરો ચીર.
એવાં મર્મ વચન કહ્યાં જાહરે, બોલ્યો તવ મૃગસેન;
ક્રોધ કરીષ નવ એવડો, તુ છું માહારી બેન.
પણ સાચું કહે તુ સત્યથી, કમળા સ્ત્રી કોણ;
ખરી નીશાની આપો તો, પરણું હું નીરવાણ.
ત્યારે બ્રામણી કહે સુણ રાજવી, ભાગું તાહારી ભ્રાંત;
કમળા કુંવરી તે તણું, કહું તુજને વૃતાંત.
પુષ્પા સુગ્ન એક નગ્ર છે, ત્યાંનો પુસ્પસેન ભુપાળ;
કમળ કુંવરી તે તણી, વરસ સોળની બાળ.
રૂપ જેવું ચપળા તણું, અધર રાતાં ચોળ;
મુસ્તકપર વેણી નાગ છે, કનક વદન કીશોર.
દંત દીસે દાડમ કળી, ભ્રગુટી ધનુષ કબાંન;
કીર નાસીકા સોભતી, લોચન મ્રગ સમાન.
સીંહ કટી સોભે ઘણી, ચાલે હંસગત ચાલ;
જંઘાયે રંભા રહી, વાણી મધુર વીશાલ.
એવી ભુતલમાં નહીં ભામની, સ્વર્ગ મ્રતુ પાતાળ;
ઇંદ્ર ઘેર નહીં અપ્સરા, ચંદ્રબદની નાર.
કમળા નામ કહે સર્વકો, કમળ પુષ્પનો ભાર;

પુરૂષ કો પેખે નહીં, રહે એક સ્થંભ મોઝાર.
વ્રત કુંવારાં આચરે, સ્થીર કરી મન ધીર;
માગાં આવે માહોલમાં, બોલાવે કહી વીર.
એવાં વખાણ સુણાં વીનતા મુખે,વીવળ થયો ઘણો રાય;
અશ્વ બેસીને પરવર્યો, માહા વનમાં તે જાય.

## ચોપાઈ.

ગયા દાસ દોડી પુર માંહ, સભા રાય બેઠા છે જયાંહ;
મુખ થકી તે નવ બોલાય, વીકળ થઈ પુછે છે રાય.
કહો કેમ વીલંબજ થયો, મૃગસેન કુંવર કયાં ગયો.
કહે દાસ સુણીયે માહારાજ, ઘણું ખોટું થયું છે કાજ;
અમો કુંવર વાડીમાં ગયા, બાગ જોઈ બહુ ખુશી થયા;
વીપ્ર નાર બે રહે તે મહી, કુંવર ઉભા તે આગળ જઇ.
બ્રહ્મ સ્ત્રીશું દ્વેષજ કર્યો, અબળાએ મન ક્રોધજ ધર્યો;
કહે અબળા સાંભળ કુમાર, જો પરણે તું કમળા નાર.
વચન લેઇ ચડાવ્યું શીષ, લેશ માત્ર નવ રાખી રીશ;
અસ્વ બેસીને પંથે પડયા, અમો આવી અહીં ઉભા રહ્યા.
કેહેતામાં આવી મુરછાય, અચેત થઇને પડીયો રાય;
સભા સરવે ત્યાં ભેગી થઈ, સરવે રોવા લાગ્યા તહીં
પ્રધાન તવ વીચારજ કરે, જેથી રાયને મુછા વળે;
કસ્તુરી છાંટી છે ઘણી, મુછા વળી રાજા તણી.
ઘણીવાર થઇ આવ્યું ભાન, કહે રાય સુણીયે પ્રધાન;
પુત્ર વીના સુનો સંસાર, ભક્તી વીના જીવ્યું ધીક્કાર.
બંધવ નહી ત્યાં સાંની બેલ, મનરંજક નહી સાનાં ખેલ

સુર વીના શાનો સંગ્રામ, દીપક વીના જેવું ધામ.
દયા વીના તે સેનું દાન, મન વીનાનું જેવું માન;
નીર વીના સરોવર જેમ, ફળ વીનાનો આંબો તેમ.
મીત્ર હોય ને હેતજ નહી, જ્ઞાન વીનાનું રૂપજ નહી;
નીરમળ નીર પણ ધોબી ઘાટ, ક્ષેત્ર સારૂ પણ વચમાં વાટ.
મુછ વીનાનો જેવો મરદ, મરણ થકી બીજુ શું દરદ;
સુર હોય પણ અંધજ નેન, સસી વીનાની સુની રેન.
પ્રધાન પ્રતે કેહે છે રાય, પુત્ર વીના જીવું મીથ્યાય;
માટે દેહ હું ત્યાગજ કરૂ, નહીંતર વીખ ખાઈ મરૂં.
કહે પ્રધાન સુણએ રાજંન, હીમત નવ મુકીયે મન;
વીપત વેળાયે ધરીયે ધીર, રૂદે સમરીયે શ્રી રઘુવીર.
પડી વીપત પ્રહુલાદને ઘણી, નવ મુકયાં ત્રીભોવન ધણી;
અંત સમે તે આવ્યા ધાઇ, સ્થંભમાંથી પ્રગટયા નરસાઈ.
માર્યો હીંરણા કસ્યપરાય, ભક્ત તણી કીધી છે સાય:
વીપતે પડી સીતા જે સતી, રામચંદ્ર સરખા છે પતી.
હરણ કરી ગયો દશ શીષ, અંતે છેદ્યાં તેહેનાં શીષ;
વિભીક્ષણને દીધું રાજ, અચલ કરી સ્થાપ્યા મહારાજ.
સતવાદી હરીશ્ચંદ્ર ભુપાળ, સતી સીરોમણ તારા નાર;
સંકટ સમે રાખી ધીર, નીચ ઘેર ભર્યાં જઇ નીર.
સતવાદી નવ મુકે સત્ય, છેવટ મળીયા શ્રી ભગવંત.;
વળી મેં'ણું માર્યું ઓરમાન માય, ધ્રુ એકલા વનમાં જાય.
નારદ વચ્ચે આવી મળ્યા, કરો બોધ પણ તે નવ રહ્યા;
દરષન આપ્યું દેવ મોરાર, અચળ ગાદી આપી તે ઠાર.

કહે પ્રધાન સુણો રાજંન, હીંમત નવ મુકીયે મન;
કરતા હરતા છે કીરતાર, માટે સમરો શ્રી મારાર;
વીધાત્રાયે લખીયા લેખ, હર બ્રમાયે ન થાયે રેખ.

છપ્પો.

લખ્યા લેખ લેલાટ, રામ વનવાસ પધાર્યા;
ભરતે સાધ્યો ભેખ, એક મોસાળ સધાર્યા;
દસરથ પામ્યા મરણ, હરણ સીતાનું કીધું;
કપટ કરી કો દઇત, મૃગ મારીને લીધું;
વળી ચ્યાર પુત્ર દશરથ તણા, અંત સમે એકે નહી;
લક્ષમણ કહે લહો ચીતમાં, લખ્યા લેખ મટે નહી.

છપ્પો.

લેલાટે લખીયા લેખ, ટેક પાંડવને પાળી;
હોડે હાર્યા રાજ, પાંચ પાંડવ પંચાલી;
વળી ગંધારીને ગર્વ, સુત સો જન્મા મોતી;
વંઝા થઈ વીષેક. દેઈ કર મુસ્તક રોતી;
વળી વીપ્ર બાળ વીવ્વ થકી, ચીત્ર વાધે માર્યો સહી;
લક્ષમણ કહે લહો ચીત, લખ્યા લેખ મટે નહી.

ચોપાઈ.

એ વાત તો એટલેથી રહી, મૃગસેનની સીગત થઈ;
અઘોર વનમાં ચાલ્યો જાય, કોઈ નહી માંનવની કાય.
ઘણા વરુને વાઘજ તહીં, અવર પશુનો પારજ નહીં;
કરે ગરજનાં ત્યાં ગંભીર, મહારથી હોય પણ મુકે ધીર.

કાંતો દેખે જળજળકાર, કે અરણુવ નવ આવે પાર;
દસ દીસા કાંઈ સુજે નહી, રાય પંથ વીસરીયો તહી.
અસ્વ સહીત તે રણમાં ફરે, પંથ જવાનો કાંઈ નવ જડે;
પણ રાખી હૈડામાં હાંમ, જપત મુખ નારાયણ નામ.
એટલામાં એક અચરજ થયું સ્રોતાજન તે સુણજો સહુ;
અજગર એક પડીયો છે તહી, માહા વીકટ તે વનની મહી.
મુખ વીકાસી અજગર રહયો, પાર તેનો નવ જાયે કહો;
રાય જાણે જે મારગ મળ્યો, અસ્વ સહીત તે પંથે પળ્યો.
તુરીને તેનો અસ્વાર, ગયા પનંગના મુખ મોજાર;
ભીડયું મુખ તેણે ને દીસ, રાજ કુંવર સમરે છે ઈષ.
અરે દૈવ આ તે શું હસે, પ્રાણ હવે તો નીશ્ચે જશે;
કમળા રહી કમળાને ઘેર, પ્રિત તણી શી થાસે પેર.

દોહરો.

હીમત તે હારે નહી, હૈડે રાખી હામ;
કટાર કેડથી કાડીયો, મુકી નહી તે માંમ,
પનંગ અંગ તે મારીયો, ખુંચ્યો તે બહુ ખાંત;
નરપત ત્યાં નીસ્સે કરી, ભાગે મનની ભ્રાંત.
અકળાયો તે અતી ઘણું, અજગર પોતે આપ;
દુઃખ દેખીને દેહમાં, સળકયો ત્યાંથી સાપ.
જહીં જહીં તે પરવરો, નવ નરપત અવળો જાય;
કાપી કટારની ધારથી, સઘળી તેની કાય.
પુંછ ભણી તે પરવરી, નીકળીયો નીજ બાહાર;
શત્રુ શું કરે તેહને, જેને શીર કીરતાર.

## છપ્પો.

કીરતાર કરે જો સાહ, લેસ બળ કોઈ ન ચાલે;
સાહ કરે કીરતાર, દુબળાને દોલત આલે;
સાહ કરે કીરતાર, શત્રુ તે સઘળા મારે;
સાહ કરે કીરતાર, હોડક બહુ નવ હારે;
સાહ કરે કીરતાર જો, અતુલ સુખ આપે સહી;
લક્ષમણ કહે લહો ચીતમાં; કીરતાર સમોવડ કો નહી

## દોહરો.

સ્નાન કરીને નરપની, તોરી સહીત તે વાર;
પંથે તે પડી ગયો સહી, વન વગડા મોઝાર.
સાત દીવસ પેહેલા ગયા, ત્રણ થયા છે અંત;
રણ મુકી તે નીસરો, પોતે ત્યાં નરપંત.
નગ્ર એક રળીયામણું, કોષ તણો વિશ્રાંમ;
દેખી રૂડું રાજવી, આવ્યો તેણે ઠામ.
વસે લોક ત્યાં ઠગ સહુ, ઠગ પાટણ કેહેવાય;
જે જન ત્યાં જઈને રહે, તેતો ત્યાં લુટાય.
સુંદીર સરોવર જળ ભર્યું, વડ છે તીરે વૃક્ષ;
અશ્વ થકી તે ઉતરી, બેઠો ત્યાં પ્રતક્ષ.
વીમાંસણ વળતી કરે, મહીપત મનની માંહ;
ક્ષુધા તંન પીડે ઘણું. કરું પેરવી યાંહ.
એમ વિચ્ચારી ઉઠીયો, અશ્વ બાંધી તે ઠાર.
પ્રિત થકી તે વરવર્યો, પોતે પુર મોઝાર.

## ચોપાઈ.

પેસે પુરમાં જેણીવાર, વ્રધ વીપ્ર મળ્યો તે ઠાર;
પુછે પંથી તેને પેર, કોણ રાય તણું આ શેહેર.
શું છે નરપતજીનું નામ, કેવું કહી બોલે આ ગામ;
બોલ્યો વીપ્ર વળતી વાંણ, સુણો વાત ચતુર સુજાણ.
ધરધરના છે સર્વ રાય, ઠગ પાટણ આ ગામ કેહેવાય;
રજની કો અહીં રે'તું નથી, ચતુર છો શું કહીયે કથી.
જે કો આવે પુર મોઝાર, ઉતારે સહુ તેનો ભાર;
દયા નથી કોના દીલ માંહ, તમો કેમ પધાર્યા આંય.
જેવો જનમે માતાને બાળ, તેવો કરી હાડે તતકાળ;
કહે કુંવર આણે ઠામ, કોણ માત્ર તમારૂં ગામ.
પણ વાત પુછું તમને એક, કહો વીપ્ર મન કરી વીવેક;
દસ દીવસ થયા આ દેહ, અન વીના ઘટે છે સ્નેહ.
વીત આપતાં મળે જો અંન, તો તો કરીયે પુર ગમંન;
વીપ્ર કહે સુણ રાજકુમાર, પાળા છો કે છે તોખાર.
બોલ્યો રાજકુમાર તહીં વાણ, વડ વ્રક્ષે બાંધ્યો કેકાણ;
હું જાતોતો પુરનીજ માંય, મળ્યા તમોજી મારગ ઠામ.
દ્વીજે વળતાં વાણી ભણી, દયા મુજને આવે ઘણી;
દેખીને સું તાહારૂં રૂપ, જાણું જેવો છે કો ભુપ.
પાછા પધારો પ્રીતે કરી, પેલો હયકો જાશે હરી;
બેસો જઇને તેણે ઠાર, લાવું ભોજન હું નોરધાર.
મૃગસેન ત્યાં પાછો વળ્યો, આવી વડલા હેઠે ઠર્યો;
વીપ્ર ગયો પોતાને ઘેર, માનુંનીને કહી જઇ પેર.

સતી સાધ્વી જેની જાત, કહી પંથીની પ્રીતે વાતઃ
આવ્યો પંથી કોઈ ભાગોળ, તે તો છે કોરાજકીશોર.
મેં દીઠોને આવી દયા, સમાચાર આ પુરના કહ્યા;
થયા દીવસ ભુખ્યો તે દસ. ક્ષુધાયે પડીયો છે વસ.
તારૂણી અંન જો આપો તમો, જઇ જમાડું પંથી અમો;
કહે વીનતા સુહીતએ કરો, પરમાર્થપર પ્રીતજ ધરો.
લીધા મોદીક દાળ મશુર, સેવ વેડથી ભાત કપુર;
વીપ્ર લેઇને આવ્યો તહીં, મૃગસેન બેઠો છે જહીં.
લાવી થાળ ભોજનનો ધર્યો, નરપતીયે નીરખાંણજ કર્યો;
કંચન વીંટી કરમાં લીધ, પ્રસન્ન થઈ વીપ્રને દીધ.
વીપ્ર કહે પરમારથ કરૂં પુન્ય પંથે હું ડગલુ ભરૂં;
ભોજન ભાવે કરજો સહી, ઝાઝીવાર અહીં કરશો નહીં.
ગયો દ્વીજ પોતાને દ્વાર, બોધ કરીને રાજકુમાર;
કીધું ભોજન રૂડી રીત, અતી સ્વાદમાં થયો છકીત.
કરે અહારને નીંદ્રા થઇ, નરપતને કાંઈ સૂઝે નહીં;
ઘડી એક હું પોહોડું અહિં, વળતી પંથે પડવું સહી.
કર્યો વિચાર તે મનમાં લહી, પોહોડયો વડલા હેઠેજઈ;
નરપત તો નીંદ્રા વસ રહ્યો, એક અચંબો એટલે થયો.

## દોહરો.

કૌતીક નીપનુ કારમુ, મહીપત સુતો જ્યાં
ઠગ જાદુગર નાંમકો, આવી ઉભો ત્યાંહ.
ભુપતી ભર નીંદમાં, દેખ્યો અદકો ઠામ;
મન ગોઠવણી તે કરે, વીચ્યારે દીલ વાત.

આ દીસે કો રાજવી, છે રઢીયાળે રૂપ;
ઓચીંતો લેવાય નહી, ભારે એ છે ભુપ
હાંસ ભર્યો તે આવીયો, પાછો મંદીર માંહ;
જાદુગરની દીકરી, જાદુગરી જયાંહ.
કુંવરનો જઈને કહ્યો, સઘલો સમાચ્યાર;
ભાગોળે કો આવીયો, રાજબીજ કુમાર.
તે પાસે એક અસ્વ છે, સુતો નીંદ્રા માંહ;
ઠગવો તેહેને ઠાઠથી, કુંવરી જઇને ત્યાંહ
મુકટ છે એક માહામુલી, સોવ્રણ મોતીસાર,
કડાં વેઢને વીટીયો, અમુલખ તલવાર.
મેં ભાળ્યો તે ભુપને, પોહોડયો વડલા વૃક્ષ;
હીમત મુજ આવી નહી, જોતામાં પરતક્ષ.
કુવરી કામ એ તમ થકી, બને તો બેટી ત્યાંહ;
જઇ ધુતો ધરણી પતી, વેગે વહેલાં જયાંહ;
પુત્રી કહે પીતા સૂણો, સો છે એનો ભાર.
ઠગુ કહો તો તાતજી, આ સઘલો સૌ સાર.
તો કોણ માત્ર એ બાપડો, જીતો વિચ્ચારો વાત;
જાદુગરી મુજ નામ છે, તમ સરખા છો તાત.
સુણ તનીયા કહે તાતજી, ભલે કરો એ કામ.
જો તે તો જાણું તુને, રાખે માહારૂં નામ.
પધારો પ્રીતે કરી, તે તો પંથીરાય;
જાઓ તમો જલદી તાંહાં ક્ષણમાં નાસી જાય.
બોલી તે તો બાળકી, પીતાશું પ્રીય વચન;

વાત કહુ એક તાતજી, તે તો ધરજો મંન.
તેડી લાવુ હુ તેહને, રાજકુંવરને ઘેર;
તાર પછી હુ તાતજી, કહુ તે કરજો પેર.
બુમ પાડી અમો બોલીસુ, જાસે જયારે મધરાત;
તમ રાજાને લુટવા, ધાજો તવ તમ તાત.
એહેવાં વચન કહીને વળી; વીનતા વડલા હેઠ;
વીનતા જઇને ત્યાં જુવે, તો સુરવીર સુતો દીઠ.
વિચ્ચાર ત્યાંહાં વામા કરે, કરવો શો ઉપાય;
જંત્રો કૈતીક કારમુ, જાણે છે વીદ્યાય.
રામાયે એક ત્યાંહ રચ્યો, મંડપ માહા વીસાળ;
શોભા શી તે વરણવું, કેહેતાં ન આવે પાર.
મહીપત ઉપર માનુની, કરતી એવો કયાસ;
ચમર કરીને ચંતની, રામા રહી છે પાસ.
સ્વપ્ન થયુ ત્યાંહાં રાયને, નરપતી નીંદ્રા માંહ;
માંડવ રચી કો માનુંની, જાણે ઉભી યાંહ.
ચમર કરે છે ચાતુરી, રામા રૂપ રસાળ;
નેત્ર ઉઘડયાં નૃપનાં, જાગ્યો ત્યાં તતકાળ.

## ચોપાઈ.

જાગ્યો જોઇયો ત્યાંહાં તતકાળ, નેત્ર ઉઘડયાં અગ્ની જવાળ
ચતુર જુવે છે ચ્યારે પાસ, દીશે છે મંડપનો કાસ.
રામા રાયની દ્રષ્ટે પડી, ઉભી તે ચમર કર ધરી;
ચડી રાયને જોતાં રીસ, દીધી ગાળ ત્યાં દસવીસ.

ક્રોધ ચડયો કુંવરને ઘણો, વીનતા વીઝે વીંઝણા;
તારૂણીપર તરવાર લીધ મારૂ, મનમાં મનસા કીધ.
પણ વીનતા જાણી કરયો વીચ્યાર, કરજોડી ઉભીછેનાર;
રાજા બોલ્યો રીસજ ધરી, આ રચના કહે કોણે કરી.
કેમ ઉભી તું આંણે ઠામ, અમ સંઘશું તાહારે કામ;
શું માનવ કે ભુતપલીત, સાચુ કહે થાસે વીપ્રીત.
બોલી અબળા જાદુગરી, સનમુખ ઊભી રહી સુંદરી;
કરજોડીને બોલી વાણ. સુણો રાજ ચતુર સુજાણ.
જાદુગરની કુંવરી અમો, સત કહું છું શુંણજો તમો;
આ રચના સઘળી મે કરી, એ વાંઘા મુંજ પાસે ભરી.
પરણો મુજને રૂડી પેર, પ્રીત કરી પધારો ઘેર;
વળતાં કુંવરે કર્યો વીચ્યાર, આ તો ઠગણી કો નીરધાર.
વીપ્રે કહ્યું તે વાતજ ખરી, રાયે મનમાં ચીંતા ધરી,
પણ ધીરજ નવ છોડે કુંમાર, કરવું જે ગમસે કીરતાર
નાસું તો નાહાની થાય, જાદુ આગળ કેમ જવાય;
માટે એને ઠગવી સહી, એ વાતમાં તો સંદેહ નહી.
નારી કહેતાં હાજી કરૂ, વગર દાવથી પગ નવ ધરૂં;
સમજીને સૌ છોડી રીસ, બોલી વીનતા તેણે દીસ,
તમ તણી છું હું તો નાર, પેલા ભવના છો ભરથાર;
ઓલખી તમને આવી અહી, હવે જાવા દેવું નહી.
નહે રાય એ બોલજ ખરો, તો વીનતા હું તુજને વરયે
તુજ સમો વડ નહીકો સતી, ભવીસ કાળનો ભાવ્યો પતી.
વામાએ ત્યાં વેગે કરી, માયા કારમી લીધી હરી;

વીનતા વળતી બોલી વાણ, ચાલો મંદીર ચતુર સુજાણ.
રાજાએ અશવારી કરી, આગળ ચાલે છે સુંદરી;
નારી પુંઠે નરપત પળ્યો, માનુનીને મંદીર અડયો.
કહે વીનતા આવો ઘરમાંય, અસ્વ અનોપમ બાંધીયાંહ.
ઉતરીયો ત્યાંથી અસ્વાર, તુરીને બાધ્યો તતકાળ.
ઘરમાં પેઠો રાજકુમાર, જાણે નહી તે જંનકો પાર;
આજન બેઠો રાજકુમાર, વીનતા મંનમાં કરે વીચ્ચાર.
ક્યારે સુર્ય અસ્થજ થાય, રૂજનીતો મધ્યાંનજ જાય;
રાત સમે એ ઠગવો રાય, ભુપત એ ભારે કેહેવાય.
પ્રેમા એવી પેરજ કરે, અતી અંગમાં ઉલટ ધરે;
વીનતાં બોલી વળતાં વાણ, સુણો વાત ચતુર સુજાંણ,
મુજને ઇચ્છા એવી થઈ, બાજી જાણે રમવું સહી;
મૃગસેન તવ વાંણી ભણી, મુંજને ઇચ્છા તમથી ઘણી.
પછે બાજી ત્યાં લાવી નાર, રંભા બેઠો રાજકુમાર;
ભાનું એવે અસ્તજ થયો, વીંનતાયે ત્યાં બોલજ કહયો;
રસોઇ કહો તો કરીયે અમો, જમવાની ઇચ્છા હોય તમે.
ભુપત કહે છે ભુખજ નહિ, ખરી વાત મેં તુજને કહી.
હોસ વીનોદ ગોસ્ટી કરે, વીનતા મનમાં ઘડીયો ગણે;
એમ કરતાં ગઈ મધરાત, આવી બાર જુવંતી જાત.
ઘરમાં છે તે રાજકુમાર, બુમ પાડીને બોલી નાર;
ધાજો ધાજો એમજ કહી, વીભીચ્ચારીકો આવ્યો અહી.
સુંણી સાદ સૌ આવ્યા ધાઇ, મૃગસેનની શી ગત થઈ.



## દોહરો.

બુમ સુણી બહુ આંકણી, આવ્યા સહુકો લોક;
અટપટીયો ત્યાં અધીપતી, જોઇ સરવેનો થોક.
પુછે છે સહુ પ્રેમથી, કેમ બુમ પાડે તું બાળ;
અત્યારે તું એકલી, કેમ નીકળી બહાર.
જાદુગર સહુ જાણુ તો, પુત્રીની જે પેર;
બોલે તે બહુ બુધથી, કોણે કરીયો કે'ર.
એમ કહી મંદીર વીષે, પેઠો તેણીવાર;
કર ગ્રહી કુમારને, કાઢયો ઘરથી બહાર.
વ્યભીચારી કો આવીયો, કરવા કુડું કામ;
જુવો તમો જુગ્તે કરી, આવ્યો છે આ ઠાંમ.
એમ કહી તે કુંવરને, ગુણુ સાટયો ઘડી ચ્યાર;
ગતી બકાલે મારતા, પુરણુ કરીને પ્રહાર.
સરવે જન ત્યાં સજ થઇ, જાદુગરની પક્ષ;
કોમલ કુંવરને મારતાં, મારે છે પ્રતક્ષ.
દુષ્ટ ઘણા એ એકલો, કરે બીચ્યારો કેમ;
વીંટાઈ વળ્યા વેગથી, રાહુ ચંદ્રને જેમ.

## છપ્પો.

હોય સુર સમર્થ, ઘણા જથાથી હારે;
ઘણા મળીને નીચ, ઉંચને અદકો મારે.
સુરખ મળીયા જ્યાંહ, ત્યાંહ પંડિત નવ જીતે;
પુરવે નીતિ આજ, એવી અનાદી રીતે.

તેમ એક દ્રસ્ટાંત છે, જુવો ઘણા જન વાઘનું;
લક્ષમણ કહે લહો ચીતમાં, જેમ કીડીને નાગનું.

## ચોપાઈ.

કુંવર કષ્ટ પામ્યો ત્યાં ઘણું,કવીજન કહે શું મુખથી ભણું;
વસ્ત્ર સહીત ઉતારી લીધ, કંચન મોતી વીગરે વિધ.
જુનું વસ્ત્ર એક આણ્યું તહી, તે કુંવરને આપ્યું સહી;
પેહેરો વસ્ત્ર પીતાંબર ધરો, નહીં તો નગ્ન થઈ સંચર્યો.
કુંવરે પીતાંબર આપ્યું તેહ, પેહેર્યું પોતે જીરણ જેહ;
જોયો અસ્વ ત્યાં જાદુગરે, બાંધ્યો જઈ પોતાને ઘરે.
કર્યો કુંવરને પુરથી બાહાર ધક્કા મારી બે ચ્યાર;
દુસ્ટ મળ્યા ત્યાં ટોળે જેહ, ગયા ઘેર પોતાને તેહ.
ઉગ્યો રવિને થયું સવાર, વળતાં કુંવરે કર્યો વિચાર;
મુસ્તક ઉપર હાથજ ધર્યો, વાળ બંધત્યાં દ્રષ્ટે પડયો.
બે છેડે ખટ મોતી હતાં, તે પોતે ત્યાં કીધાં છતાં;
તોડયાં દંતે કરપી તેહ, માહા મુલનાં હુતાં જેહ.
ડગપાટણથી જોજન એક, શેહેર સારૂ છે જેહમાં નેક;
મૃગસેન તે પંથે પડયો, આવીને દરવાજે અડયો.
દુકાને જઈને ઉભો રહ્યો, નાણાવટીને બોલજ કહ્યો;
મોતી એક આપુંછું અમો, કિંમત નાંણું આપો તમો.
કુંવરે મોતી કરમાં લીધ, નાંણાવટીએ કીમત કીધ;
સહસ્ત્ર ચ્યારનું મોતી સહી, મનમાંને તો મુકો અહીં.
આપ્યું મોતી રાજકુમાર, લીધા વસુ ત્યાં ચાર હજાર;
વસ્ત્ર અનોપમ લેઇને રાય, ધરીયાં તે પોતાને કાય.

બીજું મોતી વેચ્યું નીરવાણ, મુલ અમુક લીધું પ્રમાણ;
પછી વીમાસણ મનમાં કરી, પકવાંન પડાવ્યું પ્રીતજ ધરી.
પરઠી તેશું એવી પેર. લેઈ આવો ઠગપાટણ શેહેર;
એક સંત બેઠો છે તહી, કરજો ઠગલો ત્યાં તમો જઈ.
સુર ઉગતાં થાય સવાર, લેઈ આવજો તેણે ઠાર;

## દોહરો.

મૃગસેન ત્યાંથી વળ્યો, પરઠીને તે પેર;
અતિત થઈ તે એકલો, ગયો ઠગપાટણ શેહેર.
પેઠો તે પાટણ વીષે, થઈને મોટો સંત;
અલેક અલેક મુખથી કરે, એવો તે નીરચંત.
પુછે સહુને પ્રેમથી, સુંણ બચ્યા મુજ બાત;
હમતો હરકે લાલ હે, બડે સંતકી જાત.
ચોરાસી ચાહતે અમો, કરનેકુ નારંન;
જુઠા સાર જગતમાં, પણ મીલ્યા નહીં હરી જંન.
પ્રસાદ પાને આવો તમો, તો હમ કર દેવે કાજ
વાં સરોવરકી પાલપે, મુકાંમ રખા માહારાજ.
સરવે લોકના થોક ત્યાં, કરી સંતની સેવ;
પ્રસાદ લેવા અમો આવીશું, એમ કહ્યું તતખેવ.
સંત ગયા જઇને રહ્યા, તેહ તલાવની તીર;
સ્નાન કર્યું અતી આદરે, નાહ્યા નીરમળ નીર.
રસોઈ કરી સુભ રીતથી, ભોજન કરયું ભલી ભાત;
સમાધી ધરીને રાયજી, વીતાવી તે રાત.

## ચોપાઈ.

થયો દિવસ બીજો જેટલે, પરઠયું પકવાન આવ્યું તેટલે;
ગાળણ ચમટો તુંબી સાર, લીધાં પોતે કર મોજાર.
લોક સહુને ટોળે કર્યા, કર જોડી વાંણી આચર્યા;
પ્રસાદ લેને સબ તુંમ આવ, તુંમ રખતે સંતનપે ભાવ.
ગુણી સંતની વાણી સહુ, ખુશી થયા ઠગ મનમાં બહુ;
મીનીને જેમ દુધ ચહીયે, નેત્ર ઢાણીને અદકું પીયે
તેમ સર્વે કેહેતામાં ગયા, ભરી કળસ જઈ ઉભા રહ્યા;
બેઠા જઈને હારોહાર, બાળ વૃદ્ધ જોબનવંતી નાર.
રહ્યું નહી કો પુર મોજાર, થયા સંત ઉભા તે ઠાર;
સુણો હમી જંન મેરી બાત, ખડે હોવ તુમ જણ તીન સાત.
સબકું પીરસી દો પકવાંન, હમ લગાતે હરકા ધ્યાંન;
કેહેતામાં ઉઠયા જણ દસ, પીરસ્યું પકવાંન ત્યાં ખટ રસ.
સરવે લોકને પોચ્યું તહીં, કોઈ એક પણ બાકી નહીં;
ત્યારે ઉઠયો સંત ભુપાળ, સુણો બાત તુમ હરકે લાલ.
હમ ચોરાસી વૃતજ કરે, સો પરદક્ષણા, પુરકી ફરે;
માટે ગાંમ તુમેરા સબી, ઘડી દર ફીરીયાવું અબી.
તબ લગ મત કો ભોજંન કરો, નીચંત હોઈ કે હર ઉર ધરો;
એસા વૃત હુંમેશ રહ્યા, સો મુખસે તુમ આગળ કહ્યા.
એમ કહીને રાયજ ગયો, જઈને પુરમાં ઉભો રહ્યો;
ઘેર ઘેરથી લીધું દ્રવ્ય, માણેક મોતી વીગરે સર્વ.
લેઈ બ્રાહ્મણના ઘરમાં ધર્યું, કેડ સમો ખોદીને ભર્યું;
ઉપર સરખું કીધું સાર, ત્યાંથી ચાલ્યો રાજકુમાર.

જ્યાંહાં ગયો જાદુગર ધામ, ત્યાંહાં જઈ શું કીધું કામ;
દ્રવ્ય હતું જે ઘરની માંય, પોતા સાથે લીધું છે ત્યાંય.
બાંધ્યો અશ્વ દ્રષ્ટે પડયો, સાજ નાંખી તે ઉપર ચડયો;
ચાલ્યો ત્યાંથી રાજકુમાર, ગયો કોસ ચતુર ઘણું બાર.
આવ્યું શેહેર એક વજા નાંમ, ત્યાંહાં જઇને કર્યો મુકાંમ;
હતો કુંપ પાસે એક બાગ, અશ્વ ઉપરથી ઉતર્યો રાજ;
બાંધ્યો અસ્વ તે મધ્યે જઈ, ઓછાડ નાંખીને બેઠો તહી.

## દોહરો.

એ વાત તો એટલે રહી, ઠગપાટણ શું થાય;
ઘણી વાર થઈ જેટલે, પુરમાં સરવે જાય.
પોત પોતાના ધામમાં, પેઠા સરવે જંન;
દીઠું નહી ઘરમાં કશ્યું, વસ્ત્ર પાત્ર વળી ધંન.
વીમાસણ મનમાં કરે, આતો કારણ કેમ;
ઠગ તણો ઠગ સંત છે, ધારયું પોતે તેમ;
પછી પુરના લોક ત્યાં, થોક થયો મળી સર્વ.
રૂદન કરી ચિંતા તજી, મુકયો મનથી ગર્વ.

## ચોપાઈ.

ધન ધનરે જોગી જતી, તુજ સમો કો બુદ્ધિ નથી;
અમો ઠગના ઠગજ સહી, પણ તુજ આગળ કંઇ ચાલે નહી.
બોલ્યો જાદુગર તવ વાંણ, સુંણો વાત કહુ સત્ય પ્રમાણ;
હવે મળે જો પાછો એહ, જામાત કરી થાપું તેહ.
જાદુગરી મુજ તનીયા નાંમ, તેહ એહનો કરવો સાંમ;

જોડું આવે જુગ્તે કરી, એમ કહીને ચિંતા ધરી.
જન સરવે ત્યાં જુદા થયા, આપ આપને મંદિર ગયા;
એ વાત તો એટલેથી રહી, મૃગસેનની શી ગત થઈ.
બાગ થકી તે ચાલ્યો રાય, પંથ કાપતો ચાલ્યો જાય;
રાત પડે ત્યાં વાસો કરે, રવી ઉગતાં પંથે પડે.
માસ એક એમ કરતાં ગયો, પુરુપ સુખપુર આવી રહ્યો.
જઈ પુછ્યું માલણનું ધામ, ઉભો જઈ અમુકનીજ ઠાંમ
માલણ નીકળી મંદીર બાહાર,આવો ઘરમાં રાજકુમાર;
આસંન આપ્યું બેઠો ભુપ,મોહ પામી જોઈ રામા રૂપ.
નીરમળ જળ પાયું તે વાર, પુછે હકીકત પોતે નાર;
કવણ દેસના છો વળી રાય,કવણ માત વળીકોણ પીતાય.
કવણ નાંમને કયું ગામ, કેમ પધાર્યા શું છે કાંમ;
ત્યારે કુંવર ત્યાં વાંણી ભણે, રહું દેશ કચંનપુર તણે.
સુખસેન મુજ પીતા થાય,મૃગસેન મુજ નાંમ કેહેવાય;
આવ્યાનું મુજ કારણ કહું, સત્ય મુખથી વાચા લહું.
વીપ્ર નારશું હાસ્યજ કર્યો, અબળાને મન ક્રોધજ ચડયો;
કહે સ્ત્રી સુણ રાજકુમાર, જો પરણે તું કમળા નાર.
વચંન સાંભળી પંથે પડયો,માસ એકે અહીં આવી અડયો.
માલણ કહે સુણ રાજકુમાર, ભાંણેજ મારો તું નીરધાર;
તુજ માતાનું પિયર જેહ, થાય માહરૂં પિયર તેહ.
બાળપણાની પ્રીતિ ઘણી, ખરી વાત મેં મુખથી ભણી;
ખાવ પીયોને ખુશી રહો, ચીંતા મનની દુર પરહરો.
રાજકુંવર તે મંદિર રહ્યો, મર્મ ભેદ માલણે લહ્યો;

હવે કરવો કવણ વિચાર, મૃગસેન કમળા પરણાય.
ચીતમાં ચીંતા ચતુરા ધરે, મૃગસેન મુખથી ઓચરે;
સુણજો માસી મારી વાત, માત તાત તમો સાક્ષાત.
હું પુછું મુકી મરજાદ, લાગ્યો મુજને કમળાશું નાદ;
કમળાકુંવરી પરણું હું, સાચો ભાંણેજ માસી તું.
કદર કળાએ કરવી પેર, જેમ રાખ્યું અમ્રીતમાં ઝેર;
ધીમે ધીમે ધીરજ ધરી, કરો પેરવી આપણ ખરી.
સુણી વેણ માલણ મુખ વદે, રાખો કુંવર હીંમત રદે;
ખાવ પીયોને ખુબી કરો, ચીતમાંથી ચીંતા પરહરો.

દોહરો.

એમ માસ ત્રણ ત્યાં વહી ગયા,માલણ મંદીર માંય;
કૌતીક ત્યાં એક નીપન્યુ, રાત મધ્ય ગઇ જ્યાંહ.
મૃગસેન મંદિર થકી, ગયો બાગ મોજાર;
તે ઠેકાણે એક તારૂણી, દીઠી રાજકુમાર.
રૂપ જોઈ રામા તણું, ચકીત થયો રાજંન;
આ દીસેકો અપ્છરા, નીશ્ચે કરીયું મન.
પણ નીશા સમે કે નીસરે, ના માન્યું હું મંન માંહ;
કારણ કંઇ ચેટક તણું, એમ્યું ખડકજ ત્યાંહ.
અબળા મુખથી ઓચરી, સાંભળ મારી વાત;
કારણ કહુ તે સાંભળી, છેવટ કરજો ઘાત.
નથી ભુત કે ભેરવી, રહું કમળ નીજ ધાંમ;
ઈંદ્રિ ઘેરની અપ્છરા, મનહર માહારૂં નાંમ.
ઈંદ્રિ ઘેર હું એકલી, નૌતમ કરતી નૃત્ય;

નેણુ બાંણુના વેગથી, સુરપતનું મનહરત.
લટકા ચટકા લે'કમાં, ફરતી ફુદડી ફેર;
જ્ઞાન તાન બહુ માંનમાં, કરતી ઘુંઘટ ઘેર.
તે વેળા ત્યાં આવીયા, રોમસ રૂષી જંન;
માંન દેઇને મહીપતી, બેસાડ્યા આસંન.
ત્યારે ભુલી સર્ત હું નૃતમાં, ત્રુટી તાલની થાપ;
ક્રોધ કરી મુનીયે કહ્યું, સાંભળ દેઉંછું શ્રાપ.
રૂપ જોઈ તુજ અંગનુ, થઈ મનમાં તું છકીત;
થા દાસી મૃત લોકમાં, માટે માન રહીત.
ત્યારે કર જોડી રંભા રહી, કરો અનુગ્રહ આપ;
ક્ષમા કરો અપરાધને, શીષ ચડાવો શ્રાપ.
રોમસ રૂષી ઓચર્યા, ચતુરા ધરજો ચિત;
ભર્તખંડમાં ભુપતી, લક્ષમણ બક્ષીવંત.
મૃગસેન સૌકો કહે, છે બાવંનમો વીર;
શ્રીર ધનુર વિદ્યા તણો, ગુણ સમો ગંભીર.
તે પરણસે પદ્મણી, કમળા નામે નાર;
મીઠણ તે તણાં છોડજયો, ત્યાં પામીશ ઉદ્ધાર.
અહીં રહું તે દીનથી, કમળા કાસંદ કાજ;
નીસા સમે હું નીસરી, લેવા પુષ્પ આજ.
પણ પુછું તમને પ્રીતથી, આપ તણો અભીપ્રાય;
કોણ નમ કોણ તાત છે, કોણ દેશના રાય.
ત્યારે રાજકુંવર મુખ આચર્યો, મૃગસેન મુજ નામ;
સુખસેનનો પુત્ર હું, કંચનપુર સુભ ધાંમ.

કમળા કુંવરી રાયની, તે પરણ્યાના કોડ;
રાજ તાજ કરી આવીયો, હઠથી કીધી હોડ.
એમ વાતચીતમાં વહી ગઈ, રંગસુ આખી રાત;
રંભા ત્યાંથી સંચરી, થતાં પેહેલ પ્રભાત.
પળ માલમાં પરવરી, ગઈ મેહેલ મોઝાર;
કમળા પુછે દાષીને, કારણ શું થઈ વાર.

## ચોપાઈ.

મનહર કરે છે વાત વિવેક, બઇજી દીઠું અચરજ એક;
ગઇ બાગમાં લેવા ફુલ, અર્ધરેન થઇતી અંનકુળ.
ભાત ભાતની વેલજ ફરી, દીસે પુષ્પ સુગંધી ભરી;
કાચી કળીયો લેઉ કરમાંહ, ફુલ્યાં ફુલ ના લેતી ત્યાંહ.
તે વખત એક રાજકુંમાર, ખેંચી ખડક ઉભો તે ઠાર;
કહે કોણ તું આવી કેમ, વાધ્યો મુજને મોટો વેહેમ.
બોલ બોલ તું સાચી વાણ, નહીતર નીશાએ લેઉ પ્રાણ;
તે વેળા મેં ધીરજ ધરી, બોલી બોલ ખોંખારો કરી.
હું દાષી હું કમળા તણી, કરૂં સેવના તેની ઘણી;
જો પુછો પુરવની વાત, છે અપ્છરા માહારી જાત.
હકીકત ત્યાં સઘળી કહી, ઘાલ્યું ખાંડું મીયાંનજ મહી;
પણ પુંછુંછું હું પ્રીતે પેર, કવણ દેસના કયું શેહેર.
ત્યારે બોલ્યો મહીપત વાણ, શુણો શામા ચતુર સુજાણ.
કચ્છ દેશ કંચનપુર શેહેર, ઉતમ જ્ઞાતી ઘેરે ઘેર;
સુખસેન ત્યાંનો ભુપાલ, મૃગસેન હું તેનો બાળ.
કરવું કમળા સાથે લગ્ન, સુણી વાત થઇ મનમાં મગ્ન;

વાત ચીતમાં માજમ રાત, વીતી રજની હુંવો પ્રભાત;
તે કારણથી લાગી વાર, વદું મુખ સાચું આ ઠાર;
બઇજી જોડ બને ગુલજાર, તમ જોગ આવ્યો ભરથાર.
સુર્યવૃત સફલ થયું આજ, કરી સાહ્ય કૃસ્ને માહારાજ;
સુંણી વાત કમળા ખરખરે, ભાગ્ય માહરૂં એ વર વરે.
મૃગસેનના જાપજ કરૂ, પુરૂષ પાખે ભોજન પરહરૂ;
કહે કુંવરી મનહર ધર મંન, નહી હોય સુખસેનનો તંન.
માટે પરીક્ષા લીજીયે, વળતી વિવાહ કીજીયે;
બેઠી લખવા કમળા નાર, કાગળ લીધો કર મોઝાર.

દોહરો.

પત્ર લીધો પ્રેમથી, તારૂંણીએ તે વાર;
માહા ચતુર છે માનુંની લખીયા અક્ષર ચ્યાર.
ગીરજા તંન વાહનરીપુ, તારી પુકો સ્વાર;
તાકર દુર મુળદને, મોકલજો મમ દ્વાર.
વળી માગ્યું મોડે આપજો, હુશીને દાષી હાથ;
ફેરો પાછો ના પડે, જોયે છે જરૂરાત.
ત્રણ અક્ષરને ત્રેવડી, મોકલજયો માહારાજ;
તમને માહારા સમછે, અક્ષર વાહન આજ.
વળી સીવની સેવા સૌકરે, અધીક પુંજંન હાથ;
છેવટ માત્રા આપીને, તે તેડે મધરાત.
પત્ર લેઇને પરવરી, મનહર માલણ ઘેર;
મૃગસેન જોઇ હરખીયો, થઈ છે લીલા લેહેર.
મહીપતીના હાથમાં, આપ્યો કાગળ એહ;

કરમાં લેઇને કુવરજી, વાંચે કરી વીવેક.
ગીરજા તંન તે ગણુપતી, વાહુંન ઉંદર એહુ;
તારી પુખગપત હુવો, બેસણુ કૃસ્ને જેહુ.
તાકર સુંદર સંન છે, શુને કરજો છેહુ;
દરસન માગ્યું કામની, એમાં નહી સંદેહુ.
અક્ષર ત્રણ કાગળથયો, વળી અક્ષર વાહુન એહુ;
કાગળ માગ્યો કાંમની, એમાં નહિ સંદેહુ.
સીવજી શેવા સૌ કરે, પુજા કમળ અધીક;
લેને કાનો આપતાં, કમલા નામ સહીત.
ઉતર કાગળ વાંચીને, લખીયો સઘળો સાર;
પ્રસ્ન લખ્યાં બે પ્રેમથી, છેવટ રાજકુમાર.
સત સહુસ્ત્ર સદર ધર, વેદ શુન્યસેર શબ્દ;
ખોજ કરો દીલમાં ખરો, થાય નાંમ એક લબ્દ.
સત અક્ષ કોટી મુળ છે, ખટ દસ કળસી ભાગ;
આદય છેહુ મોકલાવજો, કામ પડયું સોહાગ.
શ્રીપત ભગ્ની સુતરીપુ, સુત લઘુ વીર દુજ નાંમ;
માત પતીદા માંનજ્યો થાય મનોરથ કાંમ.
કાગલ લખીને આપીયો, મનહર કરમો બાર;
પત્ર લેઇને પરવરી, દાષી કમળા દ્વાર.
આપ્યો જઇને હાથમાં, વાંચ્યો ઉલટ ભેર;
આહા ચતુર છે માંનુની, લખે તે સઘળી પેર.
સો હજારે લક્ષ છે, વેદ ચ્યાર કેવાય;
શુન પડે શે'ર ચાલી છે, લક્ષમણુ નામધરાય.

કરોડ સામો ભાગજે, લક્ષ એક કેહેવાય;
કળસી સોળમો ભાગ મણુ, લક્ષમણુ નાંમ ધરાય.
આ કેતાં લક્ષ્મી થયાં, પતી કુસ્ત કે'વાય;
આપણુ બેનો કુસ્તની, સતવર સાદજ થાય,
તેનો રીપુ વાયુ થયો, પુત્ર હનુમંત વીર;
લઘુવીર તે ગણુપતી, મા ઉમીયાં પતી શીવ.
બે મળી એકઠાં કરો, ઉમીયાંસંકર નામ;
પુરે મનોરથ મનતણા, થાય કલપના કામ.
પત્ર લખી જે આપીયો, દાસી કરમ મોજાર;
પત્ર લેઇને પરવરી, માલણુ ઘેર તે વાર.
આમળાયે આપ્યો જઇ, કુવર કેરે હાથ;
હરખ અતી આણીને, ચાંપ્યો રૂદીયા સાથ.
ઉત્તર પત્રનો આવીયો, ઉલટ અંગ નવમાંય;
ચતુરઇ જોઇ ચતુરાતણી, સ્નેહ હેત તેમ થાય.
કાગળ લખે કુવરજી, કુશળ ખેમ સમાચાર;
દાશી લેઇને પરવરી, આવી કમળા દ્વાર.

## ચોપાઈ.

આપ્યો કાગળ કમળા હાથ, ચાંપ્યો લેઈ રૂદીયા સાથ;
વાંચે અદકો આણી વાહાલ, તુટક નહી માળાનો તાલ.
મનહર પ્રતે કામા કહે, જા વેગે જ્યાં તાતજ રહે;
કહેજો જઈને વાત વિચાર, આવ્યો છે કો રાજકુમાર.
માલણુ મંદીર કર્યો મુકામ, મૃગસેન કુંવરનું નામ;
સુણુ સઈયર તું વેહેલી થા, માત તાત પાસે તું જા.

કેહેતામાં મનહર ત્યાં ગઈ, રાજા રાણી બેઠા જહીં;
કહી હકીકત સઘળી પેર, બઈજી બા બોલાવે ઘેર.
પુષ્પસેન હરખ્યા સૌહુ મંન. ધન ધન દીવાળી દંન;
રાણી પણ મનમાં હરખાય, સર્વ દેવ મળી કીધી સહાય
વ્રત કુંવારા કુંવરી કરે, માટે ઈછા વર તે વરે;
આવ્યાં માગાં લાખ કરોડ, કોઈ નહિ કમળાની જોડ,
એમ કહી ઉઠયો સૌ સાથ,ગયા મેહેલ એક સ્થંભ મોજાર;
કહે કુંવરી આવ્યા તાત, ભલે પધાર્યાં મોરી માત.
કરજોડી બે ઉભી બાળ, બોલી વાણી કંઠ રસાળ;
સુણો પીતાજી પાલણહાર, આપ દીસો અર્જુન અવતાર.
માટે કહુંછું મુકી માંન, મૃગસેનથી ભુલી ભાંન;
તે વર મારે વરવો સહી, અવર પુરૂષ મુખ જોવું નહિ.
બોલ્યા પુષ્પસેન ભુપાલ, તુજપર તનીયા આવે વાહાલ;
સુખેથી એ વરને વરો, બાત્ર પીયોને ખુબી કરો.
એમ વાત ચીતમાં વીતી રાત, ઉગ્યો ભાનુ હવો પ્રભાત,

દોહરો.

પ્રાતઃકાલ હવો તદા, ઉઠયાં નરને નાર;
નીત્ય કર્મ કરી નરપતી, કર્યું સેન્ય તઈઆર.
વાજીંત્ર અતી વાગતે, આવ્યા માલણ ઘેર;
ભુપે ભુપ બન્યો મળ્યા, આંણી ઉલટ ભેર.
રાજકુંવર રૂપ જોઈને, મોહ પાંમ્યો મહીપત;
ભાગ્ય ઉદે થયું માહરૂ, કમળા કરમે સત.
ત્યાંથી પોતે પરવર્યા, લેઈને સુખસેન તંન;

નગ્ર લોક જોવા મળ્યા, નાના મોટા જંન.
આવી મેહેલમાં ઉતર્યા; સભા ભરીતી જ્યાંહ;
બેઠા કુંવર સુખથી, સીંહાસનપર ત્યાંહ.
આજ્ઞા આપી રાયજી, શેવકને તે વાર;
તેડી લાવો દ્વીજને, આ વેળા આ ઠાર.
શીષ નમાવી સંચર્યા, સુણતામાં સો એક;
રાજગુરૂને લાવીયા, જાંણે વેદ વિવેક.
વીપ્ર કહે સુણો રાયજી, શું પડીયુ હમ કાજ;
કૃપા કરી કેમ તેડીયો, ફરમાવો માહારાજ.
તે વેળા મુખ ઓચર્યા, પુષ્પસેન ભુપાલ;
લેવું લગ્ન આ ઘડી, કમળા નામે બાળ.
ત્યારે બ્રાહ્મણ બોલ્યો ભાવથી, જોયું જોતીષ જોષ;
યોગ ચંદ્ર સુભ આવીયા, એક લગ્ન ઉદ્યોત.
સભા રાય સહુ સુણતાં, બોલ્યો બ્રાહ્મણ વાણ;
મહુરત બહુ ભાસે ભલું, કહુ નીશ્ચે પ્રમાંણ.

## ચોપાઈ.

મહુરત જોઈને લીધું લગ્ન, અતી હર્ષ બહુ મનમાં મગ્ન;
પીઠી ચોળી વર કન્યાય, ગીત ધોળ માનુની ગાય.
વાજીંત્ર વાજે બહુ પેર, સકલ શેહેરમાં લીલા લેહેર;
ગાન તાન ગાંધ્રવ ગુણી જંન, નાચે નાયકા હરતી મંન.
મંડપ મધ્યે મુકયા મણી, શોભા શી કહું મુખથી ભણી;
મુકયાં આસંન હારોહાર, હાંડી ઝુમ્મર લટકતાં સાર.
ચિત્રામણ ચીત્રાં ચોપાસ, રક્ષણ કરવા ઉભા દાસ;

નક્કિ પોકારે ત્યાં છડીદાર, લાવે પુષ્પ માલણ હાર.
પરણે કમળાને મૃગસેન, કરે દાંન રાજા ગોધેન;
મંગળ ત્યાં બીજું વરતાય, દાંન કરે તે વેળા રાય.
આપ્યા ઘોડા હસ્તી ઘણા, જુથ રથ પાલખીયો તણા;
ત્રીજું મંગળ વરત્યું તેહ, માણેક મોતી આપ્યાં જેહ.
કંચન મોતી વીગરે વીધ, દીધું દાંન રાયે નવ નીધ;
મંગળ ચોથું વરત્યું જેટલે, અર્ધ રાજ આપ્યું તેટલે.
પરણી ઉઠયાં વર કન્યાય, જાચકને બહુ દાંન અપાય;
નગ્ર લોક દે છે આશિષ, અચલ જોડું રાખે જુગદીસ.
લઘુ વેશ બે આવી જોડ, કોઈ નહિ એ રૂપ સમોડ;
કુલ દેવીની શેવા કરી, છોડે મીંઢલ ઉલટ ધરી.
પડી ગાંઠ તે છુટે નહિ, દાસી હાથે છુટયા તહી;
તે વેળા દાસી તતકાળ, મુંળ રૂપ થઈ દેવ વિસાલ.
કૌતીક જોવા જેવું થયું, ત્યારે મુખે વેણ રાયે કહ્યું;
કહે બાઈ આ કારણ કેમ, વસો મુજને મોટો વેમ.
ત્યારે રંભા બોલી વાંણ, સુણો રાય ચતુર સુજાંણ;
હું અપ્છરા ઈંદ્રજ તણી, રૂષી શ્રાપથી દાસી બની.
કમળા સેવા કરી અપાર, આજ પાંમી નીશ્ચે ઓધાર;
કહી વાતને વેગે ગહી, ઈંદ્રાસન જઈ ઉભી રહી.

દોહરો.

પછે મૃગસેન કમળા તણો, આપો મેહેલ મુકામ;
ખાય પીયે ખુબી કરે, લે નારાયણ નામ.
એમ આઠ માસ ત્યાં વહી ગયા, રંગ રાગની માંહ;

એક દીવસ મૃગસેનનને, પીતા સાંભર્યા ત્યાંહ.
ઉદાસ થઈ એક સ્થળે, બેઠો રાજકુમાર;
આવી ઉભી તેટલે, પાસે કમળા નાર.
કહો કંથ શા કારણે, બેઠા થઈ ઉદાસ:
આપો ઉતર હાસ્યથી, આવે મુજને વાસ.
ત્યારે મૃગસેન મુખથી ભણે, સાંભળ નારી વાત:
આજ મુજને સાંભર્યું, દેસ માત વળી તાત.
માટે કહુ શુણ કામની, કરવો એક ઉપાય;
તમો કહો જઈ તાતને, જેથી દેશ જવાય.
કેહેતામાં કમળા ગઈ, માત તાતની પાસ;
પુછે માતા પ્રીતથી, કુવરી કેમ ઉદાસ.
કહે તનીયા સુણ માવડી, આવી કારણ માટ;
જમાત્ર જે તાહરો, તેને થાય ઉચાટ.
જાવું દેષ નરેસને, માટે મન અકળાય;
કહે જઇ મુજ તાતને જેથી પંથ પળાય.
એટલામાં આવી રહ્યા, પુષ્પસેન ભુપાલ;
એહ જ્ઞાને પુછીયું, કેમ આવી છે બાળ.
ત્યારે વાત કહી વીતક તણી, માંડી સઘળી પેર;
ભુપ કહે તંન સુખેથી, જાવ તમારે ઘેર;
રજા લેઈ રામા વળી, આવી મેહેલ અવાસ.
રાંમા કહે સુણો કંથજી, પોંહોચી મનની આસ;
એટલામાં દીન આમ્યો, કર્યું ભોજંન અપ્રીત હ્યા
સુખે સુતાં સેજમાં, ઉગ્યો સૂર સવાર.

## ચોપાઈ.

ઉગ્યો સૂરજ થયું સવાર, નીત કર્મ કર્યું નરને નાર;
ભોજન કીધાં ભાવે ભલાં, રાજા રાણી આવી મળ્યાં.
નેજામાં બોલાવ્યા તહી, માલ ભર્યો તે વાણુજ મહી;
હીરા માણેક મોતી રત્ન, સાત વાણુ જોડયાં કરી જત્ન.
નગ્ર લોક વળાવા કાજ, આવ્યા કામ કરી ઘર તાજ;
તે વેળા કમળાની માત, કરે રૂદંન કુંવરીનો તાત.
કહે વે'લી બેટા આવજો, ખેમ કુસળતા કહાવજો;.
ચાલે નેત્ર આંસુ ધાર, ઉભાં જઈ સાગરની પાર.
વાહાણુ રહ્યાં તે પાસે અડી, બેઠાં બંનો ઉપર ચડી;
મૃગસેન કહે આવજો તમો,થોડા દિવસમાં આવશું અમો.
વાત કરતાં ચાલ્યાં વાહાણ, જાય મધ્ય સાગર પ્રમાણ;
વમર ઘુમર વહાણુજ થાય, રાત દીવસ તે ચાલ્યાં જાય.
બાર ચાર દીન વાટે થયા, કંચનપુર તીર ઉભા રહ્યા;
વધાઈ ખુટી રાજદુવાર, આવ્યો તન તમ રાજકુમાર.
સુણી વાત સુખસેન ભુપાળ, ગયા તીર સાગર તત્કાલ;
દીઠો દુરથી પોતે તંન, હર્ષે આંસુ આવ્યાં લોચ્ચંન.
ભાવે ભેટયા ભુજજ ભરી, ચીંતા મનની સઘલી ટળી;
પાસે ઉભી કમળા નાર, ઘુંઘટ ખેંચી ઘેર અપાર.
રાજાએ મંન અંતર લહ્યું, આ દીષે કુંવરની વહુ;
એમ વીચ્યારી પુછી વાત, કેમ વધુ' સારા તમ તાત.
કમળા કહે કુસળ છે સહું, પીતા પાય પડું તમ હું;
એટલામાં આવી સેનાય, સાથ સહિત ઊભા થયા રાય.

રાય કુંવર બેઠા ગજપર, ચમર દાસ કરે ગ્રહી કર;
રથપર બેઠી કમળા નાર, પાસે દાસી રહી છે ચ્યાર.
નગ્ર લોક આવે સહુ જન, હરષ ધરે બહુ ઊલટ મંન;
વાજીંત્ર આગળ અતી વાય, ત્રત નાયકા ગાંધ્રવ ગાય.
ગાન તાનથી આવ્યા જહીં, પુસ્પ બાગમાં બ્રાહ્મણી તહીં;
અબળા પ્રતિ કહે મૃગસેન. વીર તાહરો તું મુંજ બેન.
તુ વચનથી લાવ્યો નાર, માનીશ હું તારો મોટો ઉપકાર;
ત્યારે અબળા બોલી બોલ, આપ સમોવડ અસ્ત્રી તોલ.
ધંન ધંનરે ધરણી પતી, પરણી લાવ્યા કમળા સતી;
ત્યાંથી આવ્યા રાજદુવાર, ગજથી ઉતરયો રાજકુમાર.
મૃગસેનની માતા જેહ. આવી થાલ ભરી મોતી તેહ;
કુંવર વધાવી ચુંબન કર્યું, વહુ જોઈ મનડું બહુ ઠર્યું
કમળા લાગી સાસુ પાય, અતી હર્ષ મંન ઉમંગ થાય;
જેમ દીવાળી આનંદ ભેર, સકલ શેહેરમાં લીલા લેહેર.
એટલે સુર્ય પામ્યો અસ્ત, રસોઈ કરી કમળા થઈ સવસ્ત;
જમવા ઉઠયો સરવે સાથ. નવરાવો ભોજન કરી હાથ.
બેઠાં સરવે ટોળે મળી, ઘણા દીવસની ગોઠજ કરી;
એટલે રેન ગઈ ઘટી સોલ, નીંદ્રા વસ પાંમ્યા સમ તોલ.
કુંવર કમળા સુતાં તહી, આપ આપને આસન જઈ;
ઊગ્યો અરક થયું સવાર, ઊઠયાં રાણી રાજકુમાર.

દોહરો.

દીવસ ઉદે થતાં ઉઠીને, સભા કરી સુખસેન;
પ્રધાન પ્રતે રાયજી, બોલ્યા મુખથી વેણ.

મુજ પુત્ર મૃગસેનને, સોંપું આજથી રાજ;
રીત નિત વ્રતમાં નથી, કરજો સુભ હય કાજ.
પછી મહુરત જોઇને મહીપતી, પુત્ર બેસાડયો પાટ;
કટાર સીક્કા આપીને, અદ્દકો રચીયો ઠાઠ.
પડો વજડાવ્યો પુરમાં, વરતી ચકવે વાંણ;
એમ રાજ ચલાવે રીતથી, સુણજો ચતુર સુજાંણ.
સાલીવાહન શક છે, વીક્રમ સાલ પીસતાલ;
અખાડે માસે અષ્ટમી, શુકલપક્ષ વિષાલ.
નક્ષત્ર પુંનરવસુ, અર્ધ દીવસની માંહે;
ગ્રંથ રસ પુરો થયો, દેવલ દ્વાર છે જ્યાંહ.
ભુલ ચુક ભાવે કરી, માંની લેજો મંન;
બાલક બુદ્ધિ માહરી, મોટા આપ સજંન.
તુંક માત્રા તાલથી, ચુકત પડયો નહીં પ્યાસ;
લઘુ દીર્ઘ સ્વર જોઇને, કોઈ ના કરશો હાસ્ય.
દીર્ઘ જંન સરવે કવિ, લઘુ હું કે છે ગ્રંથ;
ભુલ ચુક ભાવે કરી, માંની લે છે સંત.
સિરોલા સુભ ગાંમમાં, કર્યો વાસ વિસ્રામ;
કાવ્ય કલ્પના કવિ કહે, લક્ષમણ એવું નાંમ.
વાંચો તે સંભારજયો, અલ્પ જણાવિ પ્રેમ;
પુરૂષોતમ પ્રિતી કરે, સુરજરામ ભાઈ જેમ.
વાહાલા મીત્ર માહારા, કરો સંતની સેવ;
લક્ષમણ કહે સૌ બોલજયો, જેજે શ્રી સત્ય દેવ.

સમાપ્ત.

# स्नेह कळा.

## ભાગ ૨ જો.

શ્રી ગણેસ્તય નમઃ, શ્રી સારદાય નમઃ;
શ્રી ગુરૂભ્યો નમહ, શ્રી અંબિકા માહાકાળી નમઃ.

### દોહરો.

ઉમીયા સુત આરાધતો, વિધી તનીયા પડુ પાય;
આદ સક્તિ અંબા તમો, માહાકાળી મુજ માય.
સકળ દેવ કૃપા કરો, પુરો મનની આસ;
કરજોડી લક્ષમણ કહે, હું દાષ તણો હું દાષ.

### લાવણી.

રાગ. છેલ છેડો મારો મુકો જવું જળ ભરવા એ રાગ.

મત હરો હું મેરા મંન ગોવીંદ દેઉ ગાળી,
કયું કરત નેન અનસાન મોહનની ડાલી; ટેક.
તુમ ધરત નાહી કોઉ બીક, ઠીક ઠકુરાઈ;
રસ્તેપે રોકી રહત કહત કયું આઈ,
પ્રીત કરો હું મેરી સંધ દીષત રૂપાલી. કયું કરત.
આજ કહું જાઈ કે માત તાત અપનેકુ,
ભાઈ ભતીજ પઠાવું સબે લાલ લરનેકું;
ફીર ખબર પડેગી ગોર ઔર કાલી. કયું કરત.
તોર જાદુ જંત્ર મોહ મંત્ર જરૂર ભુલ જાવગે,

હુમ સુણી બાત એક સખી ફૈંસ કર થાવગે;
એ દંડ દેખ્યગો ભુલો છંદ બનુમાલી. કયું કરત.
પર પ્રીયાકો પકરો હાથ નાથ નંદ સુતકે;
દાણ દધીકો લેતે લાલ ધનુર વીર ધુતકે;
લક્ષમણકે નાથ અબ મતદે હમસું હસ તાલી. કયું કરત

## લાવણી.

### રાગ ઉપર પ્રમાણે.

સચ કહું સુણો બીજનાર યાર હું તેરા,
મે લાલ છબીલા છેલ પકડ કર મેરા. ટેક.

બોત દેખી નાર હુંસીયાર સુરત ખુબ સારી,
નહી તેરે સરીખી છબી અવર પેખી પીયારી;
દીન રાત કરત તુજ યાદ લગ્યો સ્નેહ ઘરે. મે લાલ.

તુજ માટ બેટ મે બારી અઠારી જુકત,
બીન દેખે દીલ ગભરાય ચતુર હોઈ ચુકત;
જયું ફીરત બાવરા એસા બનત કોઈ બેરા. મે લાલ.

સોગન હુમેરા તુજેકુ પીયારી દેતા,
કર નંદ સુતકો સ્નેહ કબી દેર કેતા;
જાદુકો લગાયો તીર કયું હસ મનહેરા. મે લાલ.

થોડે મે સમજ કહ્યા બોત જીકર કયા કરના,
કર હસ કે હરી શું બાત; દોસ્તી નહી ડરના;
લક્ષમણકે નાથ કહે તુ મેરી મે તેરા. મે લાલ છબીલા,

## ગરબી ૧.

રાગ મારગ મુકની કહુંછું કાના ક્યારની જો.
છેલા નંદના ન રોકો મને વાટમાં જો;
ઘેલા ગોવાલા સમજ્યુ તારા ઘાટમાં જો. છેલા નંદના.
તપે તંન મારૂં માથે જળ ગાગરો જો;
છળ ભેદ છંદ મંદ હાસ્યના કરો જો. છેલા નંદના.
અસ્યા છોડની છબીલા છેડા ફાટશે જો;
ઘણ વાર મારી સાસુ શોધે આવશે જો. છેલા નંદના.
અમો પ્રિત રીત કશુ નવ કીજીયે જો;
વીષય વીખ તજી અમૃત વ્રત લીજીયે જો. છેલા નંદના.
તું તો નીત નારી સંઘે રંગ બહુ કરે જો;
નારી વેષ તુ હમેષ ફેરા શું ફરે જો. છેલા નંદના.
કાના કેવાની હું કલા જેવું થાય છે જો;
ગુરજી હાથથી ઈતબાર તારો જાય છે જો. છેલા નંદના.
દુઃખે રીસ ધરો પ્રભુ મારા પ્રાણ છે જો;
કહે લક્ષમણ અજાણુ તમો જાણુછો જો. છેલા નંદના.

## ગરબી ૨.

### રાગ ઉપર પ્રમાણે.

રીતે રાખ પ્રીત મોહન સંઘે માલ છે જો,
કરયો સંધ રંગ નાર તેની હાલ છે જો. રીતે રાખ. ટેક.
અવર સ્નેહ થકી સતું સત થાય છે જો,
પડે સુખ નહીં દુઃખે જીવ જાય છે જો. રીતે રાખ.

આરસપાંણ તજી પારસ પેખી લીજીયે જો,
પેહેલું હેત દેખી પ્રાંણ પછી દીજીયે જો. રીતે રાખ.
કોટી કલ્પ સુધી તીરથ વ્રત જો કરે જો,
સ્નેહ ભાવ વિના વીઠલ વર ના વરે જો. રીતે રાખ.
માટે માન તુ વિચ્યારી મંન મોહની જો,
તીકંમશું લગાવનાર છુ ન છોહની જો. રીતે રાખ.
કાંમા કાન કહે પરત્રીયા ને પરહરજો જો,
કહે નાથ લક્ષમણનો વપ હું કરૂ જો. રીતે રાખ.
પ્રિત મોહંન સંઘે માલ છે જો.

## ગરબી ૩.

### રાગ ઉપર પ્રમાણે.

મારા સમ જો છબીલાવાલા છો ઘણા જો,
રૂદે રઢ જાપ જદુવીર તમ તણા જો. મારા. ટેક.
મોહન મુખ તારૂ જોયે સુખ થાય છે જો,
તમો વીના તપે તંન શો ઊપાય છે જો. મારા.
કાના ભાસે મુને જાદુ શીખી લાવીયા જો,
વસીકરણ હરંણ ચીત ચરણ ભાવીયા જો. મારા.
ભુલી ભાંન થયું કામણ કંથ વિસરી જો,
તમો માટ પ્રભુ પીયર મુક્યુ પરહરી જો. મારા.
મારૂ હેત દેખી હેત હરી લાવજયો જો,
આજ લક્ષમણના નાથ મંદીર આવજયો જો. મારા.
મારા સમજો છબીલા વાલા છો ઘણા જો.

## ગરબી ૧.

રાગ મારગડો મુકો મોહનલાલજી.

ચીર હમારો મુકો નટવરલાલજી જો,
દુરીજંન દેખે દુર રહો ઘંન સ્વામજો;
રસ્તે મોહન મસ્તી હમશું ના કરો જો,
નગણા થઈ શું લ્યો છો માહારૂ નાંમ જો. ચીર.ટેક.
છોગાળા છાકી જાવછો છેલમાં જો,
પણ તમ સરીખા દીઠા લાખ કરોડ જો;
મારે ને તમારે ત્રીકમ નહી બને જો,
કેસર હલદર કબુ ન આવે જોડજો. ચીર હું.
માટે મારો છોડો છેડો છેલડા જો,
માંન તજીને મુખથી ભાંખેસ ગાળ જો;
હલકા પડશો હરજી નારી સંઘમાં જો,
છો મોટા પણ અકલ નાનું બાલ જો. ચીર હું.
હું જાણું જે દામોદર ડાહ્યા થયા જો,
આતો શીખ્યા સાચી વીદ્યા જાર જો;
નંદરાયનું કર્મફુલ ઉદે થયું જો,
કુંવારા પણ કાંમા સોલ હજાર જો. ચીર હું.
એથી અવગુણ છેલા તુજમાં છે ઘણા જો,
સાંણા સમજો મુખથી શું કેવરાવો જો;
અળગા રો'ની હસવામાં ખસવું થશે જો,
ખોટી કરીને ગાળો ઘેર ખવરાવો જો. ચીર હું.
કુંજબીહારી નારી પુંઠે શું ભમો જો,

પોતે પરણી લાવો નોતમ નાર જો;
આજ પછી હમ સંઘે હસવું ના કરો જો.
ગાળો દેઈ મોહનવર મારેસ માર જો. ચીર હું.
શીખામણ દીધી તે મોહન માંનજો જો,
ધરશો નહીં રૂદીયામાં રીસ લગાર જો;
વાહલા છો વનમાલી જીવના જેટલા જો,
હું હારી તમ જીત્યા નંદકુમાર જો. ચીર હું.
મારા સમજો મોહન મોલે પધારજો,
વાર કરો તો જુઠા તમને જાંણુ જો;
સાંજ પડે સામળીયા છાંના આવજો જો,
કહે લક્ષમણ એ અબળા કેરૂ લાંણુ જો.
ચાર હું મારો મુકો નટવરલાલજી.

ગરબી ૨.

રાગ ઉપર પ્રમાણે.

કાંન કહે શું કામા કર તરછોડે છે જો;
મરજાદેથી મહી અમારૂ દીજે જો.
હક હુવે તે લેઈશુ લાગો લાગથી જો;
મોટા સાથે વે'ર કશુ નવ કીજે જો. કાંન કહે.ટેક.
તુ છે અબળા નીરબળ જાતે એકલી જો;
હું એકલો છું નંદજી સુત સુરવીર જો.
તારે ને મારે તે જગડો લાગીયો જો;
હું હારૂ તો છોડું તારો ચીર જો, કાંન કહે.
વેસ પુરાતી વહીવટ મારો દાંણનો જો,

ખાટુ ખારૂ ખેલ ખેલાવી ખઈયે જો;
ના આપે તો નમ્રતા દેખાડીયે જો,
લાગ પડે તો લુંટી ધુતી લઇયે જો. કાંન કહે.
એમ કહી કાંનાએ કર મચકોડીયો જો,
વશીકરણથી ઘાહેલ ગોપી કીધી જો;
હાસ વીનોદે હારી રાંમા રંગમાં જો,
કહે લક્ષમણ ત્યાં રીત દાંણની લીધી જો.
કાંન કહેશુ કામા કર તરછોડે છે જો.

ગરબી ૩.

રાગ ઉપર પ્રમાંણે.

રાધાજી કહે સુણ મોરી માવડી જો;
મારે વરવો મોહન વર ભરથાર જો
મુજ સમોવડ શ્યામ સલુણો શોભીતો જો,
આવે જોડી અલબેલી નર નારજો. રાધાજી. ટેક.
રાત દીવસ લાલામેં મન લપટરહ્યું જો,
થઉ રાંણી હુંએ છે રાજકુમાર જો;
ત્રણભુવંનમાં ત્રીકમ જેવો કો નથી જો,
વખાણ કરતાં શેષ ન પામે પારજો. રાધાજી.
આજ મળીતી સઇયર જમુનાં ઘાટમાં જો,
તે કેહેતીતી કેમ કુંવારી ફરે જો,
વરસ દશાની વય તારી વીતી ગઈ જો,
હાવે મહીંયર ડગલે કીડીયો મરે જો. રાધાજી.
માટે મોરી માત કહે વુ તાતનેજો,

જલદી કરીને જાય જસોદા ઘેર જો;
વીવાહ મારો વનમાળી જોડે કરે જો,
તો થાય સ્થીર મન આનંદ લીલાલેહેરજો.રાધેજી.
પેરાંમણી માગે તો પ્રભુને આપજો જો,
એ છે કુળવંતો કેસરીયો વરજો;
જુવો તપાસી જોયામાં શું જાય જો,
ગોકુલ મધે ચંદનંદનું ઘર જો. રાધાજી.
મા તારા સમ એ વર મુજને પરણુસે જો,
સસરો મારો નંદજી નીરમળ મંન જો;
સાસુજી જસોદા જંબા તેડશે,
જેઠ થશે બળભદ્ર સમો નહીં જંન જો.રાધાજી.
પણ મા મુજને એક દુખ અળગુ નહી જો,
ન મળે નાનો દીયેરીઓ રૂપાળો જો;
હસવું રમવું ગોઠ ગમે નહિ તે વીના જો,
કહે લક્ષમણ એ દીયેરનુ દુઃખ ટાળોજો જો.
રાધાજી કહે શુણ મોરી માવડી.

ગરબી ૪.

રાગ ઉપર પ્રમાંણે.

મા મુજને મારે વૃજની માનુંની જો,
ઘરમાં ઘાલી ધુંણ સાટે ચ્યાર જો;
હાવેથી કાંના અહીયાં નવ આવશો જો,
મુખથી મીઠું મનવે આંશુ આધારજો.મા મુજને ટેક.
મુસ્તકપરનો મુગટ મારો ઉચકે જો,

ગોદ્દા મારી ગાલ કરે લાલચોળ જો;
સૌએક સામા છંછેડે બહુ છંદથી જો,
હું નટવર નાંનો શું ચાલે જોરજો. મા મુજને.
મા સાચું કહું મારી પક્ષે એક છે જો,
આવે છે કો રાધે નાર રૂપાળી જો;
ઉછંગે બેસાડી ચુંબંન તે કરે જો,
માંખણ આપે છાનું કરમાંઘાલી જો. મા મુજને.
પુછે છે કો વેણ મુજને પ્રીતથી જો,
કાંના કેમ કુંવારા છો સામા જો;
પરણો મુંજને મેલી મનનો આંબળો જો,
મારા સમજો ગોવીંદ કરજયો ધારજો. મા મુજને.
તે વાહાલી લાગે છે તારા સામજો,
બીજી તો બહું બાળા બુધ બતાવેજો;
હવે હું નહી જાઉ મા રંભા એકલો જો,
જો જાઊં તે નીશ્ચે એ રડાવે જો. મા મુજને.
વેણ સુંણી જસોદા વાલમને કહે જો,
વા'લા મારા લાલ હજું તું બાળ જો;
મોહનજી મોટા થાવ ત્યારે મારજો,
કહે લક્ષમણ છે નાના બાળ ગોપાળ જો.
મા મુજને મારેરે વ્રજની માંનુની જો.

ગરબી ૧.

રાગ સાંભળરે તુ સજની મારી. એ રાગ.

મોહન મારા પ્રાંણથી પ્યારા રૂપાળા રંગ રસીયાજી,

સેરી વચ્ચે સાંમી મળી પણ હરજીકે મન વસીયા. છેડો.ટેક.
પ્રીતની રીત પ્રભુ જાંણો પોતે, અજાંણ હુંમ સંઘેજી;
મસ્તક વાડી મુકીયે ત્યારે, કહે ખુંચેરે ઊંછગે. છેડો.
તમો માટે હું જુમનાં ઘાટે, ધોવા અસ્ત દીન આવુંજી;
લાગ પડે તો બાંધી લાવું, ખાંડ ખજુર ખવરાવું. છેડો.
દીઠા કાલે જતા નિશાલે, કાગળ કરમાં લીધોજી;
આડું અવલું તમે તપાસી, કમળાને કેમ દીધો. છેડો.
આજ સવારે ગયાતા આરે, આવીતી એક વાહાલીજી;
હસ્તાં તાળી લેતા હાથે, હેત કરો સીદ ખાલી. છેડો.
માટે મોહન મુળ વીચ્યારો, પ્રીત કરી મેં પેહેલીજી;
કહે લક્ષમણ નાથ,એમ ન કીજે,ગુણ જોઇ થઇછે ઘેલી.છેડો.

ગરબી ૨.

રાગ ઉપર પ્રમાંણે.

મુખ મલકાવી મોહન બોલ્યા,
સુણ સાંમા કહું સાચુંજી;
સૌથી મુંજને બહું વાહાલી તું,
રાત દીવસ હું રાચું. મુખડુ જોવાજી. ટેક.
પાંણી ભરે તો પનઘટપર જાઊં,
ત્યાં તુજને બોલાવુંજી;
કોઈ દિવસના દેખું ત્યારે,
અંન મંનથી ના ખાવું. મુખડુ જોવાજી.
માત જસોદા વાત કહે કાંન,
કેમ ઉદાસથી રોછોજી;

ભોજન કરતા નથી ઠરતા,
ભુખ્યો છું એમ કોછો. મુખડુ જોવાજી.
કાલે બપોરે સોર થતો તો,
તારા ઘરમાં જ્યારેજી;
રૂદન કરતી તુ જાણે સ્વરથી,
હું ઊભો તો ત્યારે. મુખડુ જોવાજી.
મારા સમજો તારા કરતાં,
વા'લું નથી કોઈ બીજુંજી;
લક્ષમણનો નાથ કહે હસીને,
રૂપ જોઇ તુજ રીજુ. મુખડુ જોવાજી.

ગરબી ૩.

રાગ ઉપર પ્રમાણે.

આવા રહો અલબેલાવાલા, લાલાનંદના નગણાજી;
રસ્તા વચ્ચે રોકી રાખો,ઠીક થયા છો ઠગણા. રીતસુ.ટેક
મુકો મોહન હાથ હમારો, નારી જાત નઠારીજી;
સાસુ સુરી વડવે પુરી, પરણ્યો નાખે મારી. રીતસુ.
દેખે દુરીજન, દીલમાં ડરીયે, વાત કરે વરઘોડાજી:
પાંણીનું ભરવું પાણીયારૂ, દીન રહ્યો છે થોડો. રીતસુ.
કાના કાલે આવીશ વેહેલી, મારા સમજો માવાજી;
ગુંણીછો શું ઝાઝું કહીયે, ઘોની મુજને જાવ. રીતસુ.
શિખ્યા સાચી વિદ્યા છેલા, પૈહેલા નોતા પાકાજી;
મારા વરને આવી ઘરમાં, તમો કેહેતા કાકા. રીતસુ.
નારીનું વેણ સુણી મોરારીને, રીસ ચડી મંન ઝાજીજી;
કહે લક્ષમણ ગોપી ઘણું મનાવે, લાલ થયા નહીં રાજી રીતસુ.

## ગરબી ૪.

### રાગ ઉપર પ્રમાણે.

ગુણવંતા ત્રીકમ વર તુજને, કહીયે તો કે'શે કેછેજી;
માહારો મોહોલ મુકયો વસારી, પરમંદીર જઇ રહેછે. ઠપકે.
એક દીવસ મે હસતાં રમતાં મોઢે માગ્યાં મોતીજી
કાંના છાંના માંના લાવજો, વાટ ઘણું હું જોતીરે. ઠપકો.
વાલંમ તે કેમ વીસરીયાને; જાણી માયા જુઠીજી;
ધુતારા તમ ઢંક ન સારા; દોસ્તી આજથી તુટી. ઠપકો.
તમો તમારા તેજમાં તાણો, જેમ રયતને રાણોજી;
છેલા છકમાં છાકી જાવ છો, પરખ્યાં રત્ન કે પાણો. ઠપકો.
એમ કહી અબળાએ ઢાળ્યાં, આંસુ નરણે નીરજી;
કહે લક્ષમણલાલ વાહાલ કરીને. દારાને દીધી મન ધીર.
ઠપકો દેઈ સુજી.

## ગરબી ૧.

રાગ ગરજીરે તમને દીઠા મે ગીરધારી. એ રાગ.

વીઠલ સાથે વાત બેની લાગી,
લાલા નંદનાશું લેહે લાગી. વીઠલ ટેક.
ગોકળીયામાં ઘેર ઘેર વસુ;
કહે કોઈ કામ ન સુજે કશું;
મારૂ મન મોહન શું રે ઠર્યુ. વીઠલ.
સાસુ મારી શોક થઈ સાલે;
ચતુર પીઉ આડે ચાસે ચાલે;
પડે દાવ પ્રહાર તો આલે. વીઠલ.

મળ્યાં મને જસોદાજી કાલે.
કહ્યું કેમ કાનાનો કર ઝાલે;
ઘણી વેળા ઘરમાં તું ઝાલે. વીઠલ.
માટે સૈયર કાંતો મથરા જઈએ;
વાહાલા ભાઇ ભોજાઇ નીચે રહીએ.
સુખ દુખ સમો પડે સહીયે. વીઠલ.
પ્રતિવ્રતા સત ગયું માહારૂ,
થયું લાલ નંદના શું લાહારૂ;
ઠરે નહીં જીવ ઘણો ઠારૂં. વીઠલ.
રૂદે માંહે રાખ્યો મેં રૂપાળો,
આજ કોઇ ક્રસ્નેને આંણી આલો;
વા'લો લક્ષમણને નંદલાલો.
વીઠલ સાથે વાત બેની લાગી.

ગરબી ૨.

રાગ ઉપર પ્રમાણે.

કાના મુને કાંટો દે તારો;
આપુ સાટે હાર તુને મારો. કાંના મુને. ટેક.
નાંનો વીર નાતરીયે, આવ્યો,
સંઘે ઘોડા પાલખીયો લાવ્યો;
જસે તેડી સંદેશો લાવ્યો. કાંના મુને.
માટે કહું સાચું કાંટો દે જો,
તમો ખુશી આનંદમાં રેજો;
પડે જાણ મંગાવી લેજો. કાંના મુને.

કારણ જવાનું કહુ માહ્‌,
નાંના વીરનુ લગ્ન નીરધાર્‍યુ;
આવશે પાછો મહુરતજોઇસારૂ. કાંના મુને.
મારા સમ મૈયર કેમ ગમશે,
મોહન તારી મોહની બહુ દમશે;
તમો વીના રજની કોણ રમશે. કાંના મુને.
સુણી વેણ હરજી હસ્યા મુખે;
પ્રીયા તારી પ્રીત મને દુખે;
બોલ્યો નાથ લક્ષમણનો મુખે.
કાંના મુને કોઢો દે તારો.

ગરબી ૩.

રાગ ઉપર પ્રમાંણે.

કાંમા સુણ સાચુ કહુ તુજને,
વીના તુજ ગોઠે નહી મુજને.કાંમા સુણ. ટેક.
વાહાલી મારા પ્રાંણ થકી પ્યારી;
વસી છાતી કેમ જાય વીસારી;
કરૂ નહી ક્રીડા હુ પરનારી. કાંમા સુણ.
ખટકસે હાસ્ય વીનોદતારો,
રહે નહીં સ્થીરે જીવ મારો;
સંઘે કોની કરવો નેન ચાળો. કાંમા સુણ.
કહે પાછી ક્યારે મળીશ આવી;
મારી પીક તંબોળ મુખ ચાવી,

કીધી ગોઠ ગોવીંદ મન ભાવી. કાંમા સુણ.

આ લે મારા કરણનો કાંટો,
મોતીહાર અંગુઠી તારી દે;
કે'વું હોય જે મન ઈછા કે. કાંમા સુણ.

આપ્યો કાંટો હાર લીધો હરીયે,
મોહન મારા એવું નવ ધરીયે;
કહેનાથ લક્ષમણનો વરીયે. કાંમા સુણ.

## ગરબી ૧.

રાગ. રહયોમાયામાં મોહિને ઓ જીવ તું તો. એ રાગ.
હાર હૈયાનો હમારો, ઓ કાન તુ તો હાર હૈયાનો હમારો;
અમે પકડયો છે પાલવ તમારો. ઓ કાન. ટેક.

તમો વીના અમો બાવરાં ફરીયેરે,
વસ કરી કેમ વીસારો. ઓ કાંન.

મોવર વગાડી મન હરી લીધુંરે,
આંખડીથી મોહની મારો. ઓ કાંન.

પ્રીત કરી તો પાળવી પડશેરે,
જેમ જળ તારે તારો. ઓ કાંન.

અલ્યા કુવામાં મેલી વરતજ વાડેરે,
તેથી તું ઘણો નઠારો. ઓ કાંન.

સંસાર છોડી તુજને વળગ્યાં રે,
લક્ષમણનો નાથ રૂપાળો. ઓ કાંન.

## ગરબી ૨.

### રાગ ઉપર પ્રમાણે.

રાધે તું નાર ઠગારી, ઉભી રહે રાધે તું નાર ઠગારી;
આજ મળી તુ એકલી બચ્યારી. ઉભી રહે. ટેક.
દાંણ હમારૂ દેઇને જાજયો રે,
હું દહીંનો દાંણી ગીરધારી. ઉભી રહે.
પરણેલી હોય નહીં હક હમારો રે,
હક લાગે તું બાલ કુંવારી. ઉભી રહે.
વાર થશે તો વધારે લેઈશું રે,
પ્રીતિ થસે તારી મારી. ઉભી રહે.
તારા જેવી મને બહુ મળે છે રે,
કહે લક્ષમણ સોળ હજારી. ઉભી રહે.

## ગરબી ૩.

### રાગ ઉપર પ્રમાણે.

પ્રીતી તમારી મેં જાણી, મોહનવર પ્રીતી તમારી મેં જાણી;
ગઈ કાલની તે રીસ ભરાણી. મોહન. ટેક.
નરણે દીઠેલી વાત કહું સાચીરે,
મારી સોકયની ચુંદડી તાંણી. મોહન.
કાલે ત્રીકમ તેને ઘેર ગયાતા રે,
તમો માગીને પીધુંતુ પાણી. મોહન.
મારી પડોષણ વાત કરી છે રે,
પેલી કુબજાને ઘણી વખાંણી. મોહન.

હાવાં તમારે ખપ શો મારો રે,
કીધી લલિતા રાંણી. મોહન.
સર્પ છછુંદર જેવું થયું છે રે,
જો છોડે તો આંખ થાય કાંણી. મોહન.
લક્ષમણનો નાથ કહે હાથ લેઈ તાળી રે,
વાહાલી તું નાર પટરાણી. મોહન.

ગરબી ૪.

રાગ ઉપર પ્રમાણે.

મોહનની મોહની લાગી,
ઓ બેન મુને મોહનની મોહની લાગી;
ઝબકી ઉઠું છું હું જાગી ઓ બેન. ટેક.
નંદનો લાલો દીસે રૂપાળો રે,
વાંકી નજર વરણાગી. ઓ બેન.
નાની ઉમરમાં નખરાં સીખ્યો રે,
સુઘડ ઘણો એ સોહાગી. ઓ બેન.
કામણ કર્યું મુને કાંઈ નવ સુજે રે,
કુટંબ કર્યું મા ત્યાગી. ઓ બેન.
કોઇ દીવસ ના દેખું કાનાને રે,
ભુખી રહું છું અન ત્યાગી. ઓ બેન.
માટે સૈયર કહું એટલું કરજયો રે,
લક્ષમણનો નાથ લાવ્ય માગી. ઓ બેન.

## ગરબી ૧.

રાગ કોઇ વૈદને તેડાવો મારા તનની તે પીડા જાંણુરે.
મોહન મારે મોલે પધારો, હરજીવન હઠ મુકીરે;
રૂપાળા રંગીલા રસીયા, ચતુર વ્રત નથી ચુકીરે. મોહન.ટેક.
સોના બાજઠ મુકયા ઢાળી, વારી સેજ પલંગેરે;
ઓસીકાં અતલસનાં મુકયાં, રસીયા રંમવા રંગ રે. મોહન.
તરીયા તોરણ બાંધ્યાં બારણે, હાંડી તકતા હારરે;
ચીત્રાંમણ ચીતરીયાં ચોમેર, દીવડાનો નહીં પારરે મો૦
કેસરચંદન કરવા ઘોળ્યાં, ત્રીકમવર તમકાજરે;
ભાત ભાતની રસોઈ બનાવી, જીવણ જમવા આજરે.મો૦
પાકા પાનનાં બીડાં વાળ્યાં, લવીંગ ધરી સોપારીરે;
જાયફળ એલચી જાવંત્રીને.સુંઠ ભરી માંહી ખારીરે. મો૦
છેલા છાનામાના આવજો, લાવજો મારાં મોતીરે;
દ્વાર ઉઘાડું મુકીશ માહારૂ, વાટ રહે સહુ જોતીરે. મો૦
સમજોછો તો કહુંછું સ્વામી, કામી કહું શીષ નામીરે;
વ્રહની વેદના લાગે છેદના, જાણો અંતર જામીરે. મો૦
પ્રાંણજીવન પ્રભુ વાર ના કરશો,કેહેશો ભુલી જવાયુંરે;
સાચું જીઠું નહિ માનુ હું, ગોકુળ ગામ ગવાયુંરે.મો૦
જીવ તલપવા લાગ્યો મારો, ધારી ધીરજ મંનરે;
હું જાણું જે હમણાં આવશે, તપી ઉઠયું છે તંનરે.મો૦
દયાળ દીલથી વાત કરી શું, રાત ગઈ ઘેર આવ્યો;
પાછળથી પસ્તાવો થાશે, લ્યોની સુખનો લાવોરે. મો૦
જીુગ્તી ઝાજી જીવણ કરજો, ધરજો મંનમાં ખટકોરે;

વેળાસર વાલંમજી આવો, રખે મારા સમ અટકોરે. મો૦
અધં રેન ગઇ ધાર્યું મનમાં, જુઠા જુગજી વંનરે;
જીવ જરૂરથી જાવા લાગ્યો, પાડું નીશ્ચે તંનરે. મો૦
આષા બેઠી અવળા છોડી, જોડી જુઠી માયારે;
નીસાસો મારો નડવાનો, જુગ જસોદા જાયારે. મો૦
ચત્રુભુજની ચટકી લાગી, તજીયાં અનને પાણીરે;
તંન મારૂં મન પીડવા લાગ્યું, જેમ તલ પીએ ઘાંણીરે. મો૦
પ્રેમ જાંણી પુરૂશોતમ આવ્યા, ભાવ કરી મન ભાવ્યારે
હેત કરી હરજીને બેસાડયા, પલંગપર પધરાવ્યારે. મો૦
ગોપી ઘેલી થઈ ગોવીંદને જોઈ, ઘેર્યા મનના કોડરે;
ભાવે ભજતાં ભુદર મળશે, લક્ષમણ કહે કર જોડરે.
મોહન મારે મોલ પધારો, હરજીવન હઠ મુકીરે.

## રાગ મોહોરમનો.

રાધે રૂદન કરે બ્રજનારી. એ રાગ,

લાલ લાલરે બાળ કનૈયા ધુતારા;
બાળા વય થોરીમાં બોત ઠગારારે. લાલલાલ. ટેક.
લીયો ચીર હું મારો ચુરાઈ, ચડ કદંપે બેઠેજ દુરાઇ;
ફીર લગે કરનેકુ બુરાઈ રે. લાલલાલ.
જળ હું મે ઠાડે નગ્ન નારી, કરતે અરજી મુખસે પોકારી;
દીયો ચીર હું મારો મોરારી. લાલલાલ.
હમ લાજી મરતહે મુકંદ, જળ બસ થયે તોર સુરનંદ;
જયું કીયો પીંજર કીર ફંદરે. લાલલાલ;

સુણી પ્રીયાકો પ્રેમ વચન, નાથ લક્ષમણકો હુવો પ્રસંન
ચીર દીયો શ્રી મદન મોહનરે. લાલલાલરે

## લાવણી ૧.

### ખેતીની સીખવાની રીત.

### રાગ છેલ છડો માહરો.

સુણો ખેતી ખ્યાલ મહીમાય સાર કહું થોડો;
કરો કામ મળે બહુ દામ સુસ્તી તમો છોડો; ટેક;
આજ અખાત્રીજ ઉછાહ દીન બહુ સારો.
જમી *રક્ત ભોજન ભલી રીતે ક્ષેત્ર ભણી વાળો;
કરગ્રહી કોદારો વેણ બાટ પછી ગોડો. કરો કાંમ.
આવ્યો જેસ્ટ માસમાં શ્રેષ્ટ ઉદ્યમ અતી લાવ્યો;
ગ્રહી રાસ પરોણો કર બક્ષે કર લાવો,
બી બદલવો કણ હોય જો ખોડો. કરો કાંમ
વાસેલ વધારે હોય તેને હંકાવો;
પણ ચાસ કર બડે આડે ત્રીફણ નખાવો.
બીદીસે ઓર લુહારમાં જાણે મંકોડો. કરો કાંમ
ઉતરતાં જેષ્ઠમાં થાય ઘણો વરસાદ,
વરાપેઓરણી ઓરો આઠ દીન આદ;
તે પછી થાય દીન ત્રણ કરબ ત્યાં જોડો.કામ કરો.
બી ઉગ્યા પછી દીન દસે કરબડી લેવી;
માણસ મોટાં મળી ત્રણ જુગ્તી કરવી,
બહુ જોર કરી નહીં કદરકળાએ ઘાસ તોડો.કરો કામ.
વાર ત્રણ કરબડી દેવી પછી નીંદાવો,

---

* કંસાર.

એ ધંધા કરો નીબંધ બુઠ કર આવે;
હુરકળબકળસી કરી જમી જડ તોડો. કરો કામ.
ભોંય ભલી મારવી માંહે બાજરી ઓરો,
મગ મઠ થાય ખુબ દટ રંગ હોય ગોરો;
માસ અર્ધ અજા મુખ વડે પાંન હું કમોડો. કાંમ૦
થાય અશાડ માસના દીન અંત વળી જ્યારે,
જાર જુદી જાતની ઓરો ફેડકે ત્યારે;
કોઈ વેળા કરબડી દેવી પછી તરછોડો. કરો કાંમ.
સુભ દીસે શ્રાવણ માસ ચાસ કરી લે જો,
વદ જન્મ અષ્ટમી ઓરી તલ દેજો;
એ ત્રણ કરબટા ગાળી છેલું અછોડો. કરો કામ.
તલ તુવેર તુરત મકલાય થાય જો છાંટા,
તલ ઓર્યા પછી દીન ચ્યારે નીસરે કાંટા;
કહે ખ્યાલ લક્ષમણલાલ ભોંય નવી તાડો.
કરો કાંમ મળે બહુ દાંમ સુસ્તી તમે છોડો.

## લાવણી ૨.

### રાગ ઉપર પ્રમાણે.

ભાદરવે ભોંય ભાગેલ રેલ બહુ ચડસે;
ખેડ કરો ખરો વાસેલ ફાયદા પડસે ટેક.
પીત્રુવ્રત પડવો થયા દીન બીજે,
જલદીથી ઓરાવો જાર વાર નવ કીજે;
ના ચુકો ચતુર વરાપ આરં ગડગઠસે. ખેડ કરો.
પછમથી પુર્વ જાય ફેડકો જ્યારે,

ખુબ કરે જોરના ખાય ખપેડી ત્યારે;
સોલ દીન થાય દયાં સમાર કરબડી ચડસે ખેડ કરો.

માસ આસો અર્વની માંહ ત્યાંહ ઘઊં ઓરો,
જમીનનો કાળો રંગ જાત હોય ઝેરો;
હુલઅણી ઘણી લીપડે મુળ પકડસે. ખેડ કરો.

વાલ ચણા વટાણા ઓરો દીવેલા જાડા,
બોળીને એડી કરી બેતીમાં ખાડા;
સુકા લીલામાં ગોડાં રોડાં ઉખડસે. ખેડ કરો.

તમો થાવ ખરા હોશિઆર સાર લ્યો વાડી,
લ્યો લણી બાજરી ખરાં કરો પછાડી;
એલચ્યાર તણો થાય પાર બરધ બાસ ચડસે. ખેડ કરો.

દીન દીન દીન બદલાય રીત બહુ વહીને,
થાય રવી નવી રસાલ ફાલફુલ થઈને;
તે થયો માલ લ્યો લણી બાર બગડસે. ખેડ કરો.
માહા અંત દીન દીસંત કપાસ જુજ ફાટે,
ફાગણ ચઈતર વૈસાક થતાં વણસાટે;
રહ્યો આવી માલ મન ભાવી ઝાઝું જર જડસે. ખેડ કરો.
આદી સર્પવ માહા પર્વ અખાત્રીજ આવી,
ખાતર નાખો ખુબ ખરૂ ખેત્ર ખોદાવી;
કહે ખ્યાલ લક્ષમણલાલ દાંમ કર ચડસે.
ખેડ કરો ખરો વાસેલ ફાયદા પડસે.



## રાસ કરતાં ક્રસ્ન અંતરધ્યાન થયા તે વખતે રાધકાજીએ રૂદન કર્યું છે તે.

### લલીત.

સ્નેહી સાંભરે, લાલ નંદના,
તીર વાગીયા, મોહ ફંદના.
વેણુ વંનથી, કેમ ગયા તજી;
પ્રાંણના પતી, હું આપની રજી.
વસતો કરી, નેન ઢાળીને;
દગો કરી દીધું, ઝેર ગાળીને.
ના ઘટે ગોપાળ, સોધી લ્યો સંભાળ;
દીન કૃપા દયાળ, ભોવંન ત્રીભુનપાળ.
છેહ શું કરો, ઉર દયા ધરો;
અરજ જાણીને, દીલમાં ડરો.
વીયોગથી જશે, પ્રાંણ માહરા;
મુખ દેખ્યા વીના, સમ તાહરા,
સુખ સાભરે, દુખથી મુને.
ક્રસ્ન ક્રસ્નરે, કહું છુ તુને;
લાલ લાલ લાલ, નંદના હો બાળ.
વાર જો થસે, જીવ લેસે કાળ;
અરર હાયરે, સ્વપન તો થયુ.
દુઃખ તો રહ્યું, સુખ કયાં ગયું.
લક્ષમણ કહે, નાથ આવીયા;
દરસન થકી, શોક તો ગયા.



સુભ ઈછીત. સુગ્ન મીત્ર તેના નામ અમર કરવાને આ પુસ્તક જોડે સાંમીલ કર્યા છે તે નીચે પ્રમાણે.

| નામ. | ગાંમ. |
|---|---|
| મી. ઊમીયાશંકરભાઈ ગોરધનભાઈ. ના. ફો. | તેન. |
| મી. શંકરભાઈ મનોરદાસ. વકીલ. | સીનોર. |
| મી. રાયજીભાઈ ભગવાન પટેલ. | તેન. |
| મી. લલુભાઈ જીવણ. પટેલ. | નડા. |
| મી. લલુભાઈ કાસીરાંમ. પંડયા. | માલેથા. |
| મી. કરસન બેહેચર. પટેલ. | નડા. |
| મી. લાલભાઈ કાળા. ,, | ,, |
| મી. લાલદાસ ગંગાદાસ. ,, | ,, |
| મી. પરથભાઈ હરીભાઈ. ,, | વેમાર. |
| મી. પુરસોતમ સુરજરાંમભાઈ. ભટ. | બાલોદ. |
| મી. વીસ્થનાથ સુબારાંમ. ,, | ,, |
| મી. ગુણવંતરાંમ જગનનાથ. ,, | ,, |
| મી. દોલતભાઈ કાભઈ. બારોટ. | ,, |
| મી. ધીરજલાલ વેણીલાલ. વકીલ. | સ્ટેશનમાસ્તર. |
| મી. જગજીવંન હરજીવંન. સોની. | છાંણુભોઇ. |
| મી. કલ્યાંણુ ઝવેર. પટેલ. | તેન. |
| મી. સોમભાઈ બાપુભાઈ. ,, | સાઠોદ. |
| મી. લલુભાઈ મનોર. પટેલ. | તેન. |
| મી. પરભાશંકર નાગેશ્વર. વૈદ. | કારવણ. |
| મી. રણછોડભાઈ ગીરધર. પટેલ. | તેન. |

| | |
|---|---|
| મી. નરસીભાઈ રઘનાથ. સોની. | ,, |
| મી. હીંમતલાલ હરગોવીંદભાઈ. સા. | સીરોળા. |
| મી. જગંનનાથ દલપતરાંમ. વ્યાસ. | ,, |
| મી. ભાવસીંગજી ખુસાલસીંધજી. દરબાર. | સણોર સ્વસ્થાંન. |
| મી. પ્રેમાનંદ ગીરધર. પારેખ. | ડભોઈ. |
| મી. પ્રેમાનંદ જગંનાથ. ભટ. | ભાલોદ. |
| મી. હરગોવીંદ પ્રાગ. કાછીયા. | સીરોલા. |
| મી. બેચર કાભાઈ. પટેલ. | કાંણા. |
| મી. જેસંગભાઈ રાંમદાસ. પટેલ. | સાઠલી. |
| મી. મીઠાભાઈ ગીરધર. ,, | ટીંગરો. |
| મી. બાપુભાઈ મેહેલાભાઈ. ,, | પુનીયાદા. |
| મી. કેસરભાઈ બાજીભાઈ. ગરાસીયા. | કનચડા. |
| મી. ધીરધર હાંસજીભાઈ. પટેલ. | આણંદી. |
| મી. ત્રીભોવંન સીવલાલ શા. | ડભોઈ. |
| મી. મુળજીભાઈ રાયજીભાઈ. પટેલ. | વડજ. |
| મી. ગોવીંદ હાંસજી. પટેલ. | સીરોલા. |
| ભાઈ. કુબેરજીભાઈ જીભાઈ. | સીરોલા. |
| મી. માધવ ખુસાલ. પટેલ. | સીરોળા. |
| મી. હરીભાઈ રાયજી. ,, | ,, |
| મી. પ્રાણનાથ નારજી. ભટ. | ,, |

ઉપર બતાવેલા મારા વાહાલા મીત્રો તમો હરનીશ કુસળતામાં રહો, એવી માહારી પ્રાર્થના ઇશ્વર તરફ છે.

**બનાવનાર.**

**બારોટ. લક્ષમણ ભાઈજી.**

ગામ સીરોળાના.

## સુચના.

કલમ.

૧ સોબત સારી કરવી એટલે કોઈ ઊંચ કીવા જ્ઞાનીની
૨ પોતાના ઉદ્યમને માટે કુસલતે રેહેવું.
૩ ભાષણ જોયતાંજ કરવાં વધારે કરવાં નહી.
૪ કોઈ માણસને ગેર વ્યાજબી અપમાન આપ્યું તે
ઘણો જુલમ છે માટે નહી આપવું.
૫ જ્ઞાની માણસ કોઈને દુશ્મન જાણતા નથી.
૬ જે તે ઈલાજે વીધા સંગ્રહ કરવો.
૭ આફત વખતે સુખ આપનાર ધીરજ છે.

મારા વા'લા મીત્રો ઉપર બતાવેલીક લમો ૭ પ્રમાણે નીયમથી વરતશો એવી આશા છે

બારોટ. લક્ષમણભાઇજીના પ્રણામ.



# જાહેર ખબર.

સર્વે સજજનોને નમૃતા પુર્વક ખબર આપવામાં આવે છે કે આ પુસ્તક સારૂં રસીક જણાયાથી છપાવી બાહાર પાડયું છે. આ શિવાય સીળા પ્રેસમાં તથા ટાઈપ પ્રેસમાં પુસ્તક છપાવી બાહાર પાડેલાં છે. તે નીચે પ્રમાણે—

૧ સ્નેહકળા પેહેલો ભાગ. સીલા.
૨ મીત્ર વીયોગ દુઃખદર્શક નાટક. ટાઈપ.
૩ ચંદ્ર ઝવેરની વારતા બાહાર પડી નથી.
૪ શુધડનીતી વૃત બાહાર થોડા દીવસમાં પડશે.

ઉપર બતાવેલાં પુસ્તક શોખીલા વાંચી સમજુતી લેશો તો કોઈ વખત ઘણો ફાયદો થશે. ફાયદો થવાનું કારણ સંસારી સુખ કીંવા ભક્તિ સંબંધી દ્રષ્ટાંત વીગેરે બતાવેલાં છે માટે જેવા જેવા પ્રસંગે વખતસર તે યાદ આવે તો ટેકા તરીકે એક મદદ છે.

બનાવનાર.

બારોટ. લક્ષ્મણ ભાઈજી.

રેહેવાશી ગામ સીરોળા.